# ગજેંદ્રનાં મૌક્તિકો.

( પ્રણેતા )

સ્વ. પ્રૉફેસર ગજેંદ્રરાય ગુલાબરાય બુચ, એમ. એ.

( સુરત એમ. ટી. બી. કૉલેજના માજી અધ્યાપક.
ડૉ. ભાઉદાજી અને સુજ્ઞ ગોકળજી ઝાલા વેદાન્ત
પ્રાઇઝમૅન. )

સંપાદકઃ પ્રૉફેસર રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક. એમ. એ.
(સામળદાસ કૉલેજ ભાવનગર)

પ્રકાશકઃ રા. રા. ગણેશરાય દુલેરાય બુચ,
એમ. એ. એલ એલ. બી.

પ્રથમ આવૃત્તિ—પ્રત ૧૦૦૦

સંવત ૧૯૮૪ ગોંડલ ઇ. સ. ૧૯૨૮.

મૂલ્ય રૂા. ૨-૦-૦

મુદ્રણ સ્થાન.

શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક પ્રિન્ટીંગ પ્રેસ-ગોંડલ.

માલેક પારેખ કેવળચંદ કાનજીભાઇએ છાપ્યું.







નોંધ!—આ પુસ્તક પ્રત્યેક જાણીતા બુકસેલર પાસેથી મળશે. ઉપરાંત, રા. ગુલાબરાય દુલેરાય બુચ, ( નાગર ફળિયા, ગોંડલ ) પાસેથી પણ મળી શકશે.

# ગજેંદ્ર કૃતિ.

## અનુક્રમણિકા.

———:o:———

# નિવેદન.

---

ગજના ગંડસ્થળમાંથી મોતી ઝરે છે એવી પ્રાચીન માન્યતાને આધારે, ગજેન્દ્રનાં મૌક્તિકો (Cameos) નું ઉપનામ આ સંગ્રહને આપ્યું છે. સ્વ. ગજાભાઇ 'ગજેન્દ્ર' કેટલે અંશે હતા અને આ સંગ્રહનાં કાવ્યો, લેખો ને પત્રો કેટલે અંશે પાણીદાર મૌક્તિકો છે તેનો ગુજરાતના ઝવેરીઓને નિર્ણય કરવાનો છે. મારી એક જ વિનતિ છે કે ગુણિયલ ગુજરાતના સાહિત્ય રસિકો આમાંથી જે મોતી તેમને ગમે તે પોતાના કંઠે ધારણ કરે. એક વસ્તુ કદાપિ ના વિસરાય કે આ કોકિલ વસંતના પ્રારંભના જ ટહુકા કરી ગુર્જર વાટિકામાંથી ઉડી ગયો! જેટલો ઉદાર સત્કાર ગુજરાત આ પુસ્તકનો કરશે તેટલો દિલાસો સદ્‌ગતના દુ:ખી કુટુંબને રહેશે.

આ સંગ્રહ ગોંડલના ઇલેક્ટ્રિક મુદ્રણાલયમાં કાળજીથી છપાવી પ્રસિદ્ધ કરવા માટે રા. ગણેશરાય દુલેરાય બુચ, એમ. એ., એલ એલ. બી. (જેઓ તે રાજ્યના સરન્યાયાધીશ છે) તેના સહુ અત્યંત આભારી છે. દરેક જાતની પોતે સહાય આપી છે ને જાતે શ્રમ લઇ પોતાની વિદ્વત્તા ને અનુભવનો લાભ આપ્યો છે. ઉપરાંત ગોંડલ રાજ્યના વિદ્યાધિકારી સાધુચરિત સ્નેહી ભાઇ ચંદુલાલ પટેલનો અને મુદ્રણાલયના કાર્યદક્ષ વ્યવસ્થાપક ભાઇ કેવળચંદનો આભાર માનવાની આ તક લઇએ છીયે.

આ સંગ્રહની 'નિવાપાંજલિ'માં રૂદન ભરેલું છે. તે સદ્‌ગતના પરમ મિત્ર રા. ડોલરરાય રંગીલદાસ માંકડ એમ. એ. એ અવસાનના સમાચાર મળ્યા તે જ રાત્રે કરાંચીમાં અર્પી છે. સાથેનું 'જીવન અને

કવન ' કેવળ તટસ્થ વૃત્તિથી નથી લખાયું; પણ સમભાવયુક્ત પ્રેમદષ્ટિથી મેં લખ્યું છે. તેઓ મારા ઉત્તમોત્તમ શિષ્ય–મિત્ર હતા; તેથી, સ્વાભાવિક રીતે આ કરૂણ કથની લખતાં કલમ કંપે છે.

સદ્‌ગતની કૃતિયોના ચાર વિભાગ પાડ્યા છે. (૧) પોતાનાં કાવ્યોનો સંગ્રહ છપાવવા તેમણે વિચાર રાખેલો તે માટે ધીરે ધીરે વ્યવસ્થાપૂર્વક ગોઠવી, સફાઇબંધ લખી, તૈયાર કરતા હતા તેટલામાં જ તેમની જીવન નૌકા ભરખાઇ ગઇ! ગજાભાઇના પિતાશ્રીએ એ કાવ્યો અને બીજાં છૂટક જેમ મળ્યાં તેમ મુદ્રણાલયમાં મોકલ્યાં તેથી વ્યવસ્થામાં ત્રૂટિયો તો માલુમ પડશે જ; પરંતુ સંગ્રહ સત્વર પ્રકાશમાં લાવવાનો હેતુ હોવાથી ઉદાર વાંચકો તે નિભાવી લેશે. (૨) ગદ્ય વિભાગમાં પણ કેટલાક પ્રકાશિત ને કેટલાક અપ્રકાશિત લેખો, ભાષણોની ટૂંકી નોંધો વગેરેથી સંતોષ પામવો પડ્યો છે. સ્વ. પોતે આની આ જ કૃતિયોને જાદૂથી રંગત તે વિચાર મુંઝવે છે. (૩) અમારા ઉપર તથા મિત્રમંડળ ઉપર તેમણે ઘણા સુંદર પત્રો લખેલા તેમાં હાસ્ય ને કરૂણ બંનેની પૂર્ણતા હતી; છતાં દર્દ વિશેષ હતું. ઘણી અંગતની વિગતો બાદ કરી જે કંઇ સાહિત્ય, રસ, કળા ને મીઠી મજાકની દષ્ટિથી છાપવા જેવું જણાયું છે તે ' પત્રધારા 'માં છે. દરેક પત્ર એવા સુંદર અક્ષરે ને એવી સ્વચ્છતા ને સફાઇથી લખાયો છે કે માન થયા વિના રહેતું નથી. કેટલાક પત્રો હજી મળી શક્યા નથી; સામગ્રી છે તે રજુ કરી છે. અને (૪) ચોથા વિભાગમાં જે ઇંગ્રેજી કાવ્યો ને રમુજી લેખો સુરત કૉલેજના પત્ર ( Magazine )માં બહાર પડેલાં તે વિવિધ દષ્ટિથી સુંદર હોવાથી, આ ગ્રંથને સર્વસંગ્રહ ગણી, છાપવાં યોગ્ય લાગ્યાં છે. કલાથી વિણામાં જે સૂરો એ ભરવા ના રહ્યા તે 'ત્રૂટિત સરખા ' અહીં રજુ કર્યા છે.

અંતમાં, પરિશિષ્ટમાં સદ્‌ગતને પત્રો, ઠરાવો, કાવ્યો, લેખો દ્વારા ઘણી અંજલિયો અપાઇ છે તેમાંથી સદ્‌ગતના જીવન ને કવન ઉપર પ્રકાશ

પાડે તેવી ઘણીખરીનો સંગ્રહ કરવો ઉચિત લાગ્યો છે. તે સર્વ લેખકોના અમે આભારી છીએ. સ્થળનો સંકોચ હોવાથી બધી કૃતિઓ અમે છાપી શક્યા નથી; પરંતુ જે છપાઇ છે તે ઉપરથી સદ્ગત માટે ગુજરાતને જે અનન્ય માન ને પ્રેમ હતાં તેનો રસિક વાચકને ખ્યાલ આવશે આશા છે કે સર્જ્નો આ નાનકડા સંગ્રહ તરફ પ્રીતિભીની નજરે જોશે અને આ બીજના ચંદ્રને વધાવી લેશે......ફરીથી જે સહુ કોઇએ દિલસોજી દર્શાવી છે, અંજલિ આપી છે ને અમને નિઃસ્વાર્થ સહાય કરી છે તેમનો અંતઃકરણપૂર્વક ઉપકાર માનીએ છીએ.

સંપાદક

નાગરવાડા, નડીઆદ.

તા. ૧૨–૬–૨૮.

# નિવાપાંજલિ.

---

ભાઇ,

પત્ર પણ ન પ્હોંચે એવી જગ્યાએ તું ગયો છે એમ લોકો કહે છે પણ હું નથી માનતો. હું તો પત્ર લખું છું અને મ્હારૂં અંતર કહે છે કે તને આ પત્ર જરૂર પહોંચશે—જીવતાં મ્હોંએ ત્હને નથી કહ્યું તે આજે તું ગયા પછી કહીને છેલ્લો વ્હેલો લ્હાવો લઇ લઉં છું. કહે છે કે તું ગયો. ત્હારૂં નામ શાં શાં સ્મરણોને હૃદયગુહામાંથી જગાડે છે?

મ્હારૂં આજનું દુઃખ જોઇ દુનિયા હસે છે. ભાઇ, તેને બિચારીને ભાન પણ નથી કે મ્હેં શું સુખ અનુભવ્યું છે. એકલું બાંડિયું પ્હેરી ચશ્મા ચડાવી, ગળે રૂમાલ વીંટી, હાથમાં વાંસળી લઇ જ્યારે તું અમારે ત્યાં આવતો ત્યારે પ્હેલી વખત ત્હારા તરફ હું આકર્ષાયો હતો. અને ત્યાર પછી સંયોગમાં અને વિયોગમાં, સુખમાં અને દુઃખમાં, આપણાં હૃદયઐક્યે શા શા વિકાસો અનુભવ્યા હતા? આજે ત્હારા પત્રો મ્હારી સામે રાખી બેઠો છું. ભાઇ, તું આમ, મ્હને ખબર પણ આપ્યા વગર જતો રહીશ એમ ક્યારે ધાર્યું હોય? રૂબરૂ મળવા ન રોકાયો પણ એક પત્ર લખવા દેવા જેટલો અવકાશ તો આપવો'તો? ઠીક, હવે તો લોહીને અક્ષરે લખેલો આ પત્રનો આત્મા તને જરૂર જ પ્હોંચશે.

ત્હારા બધા ય પત્રો આ પડ્યા. કેનો જવાબ લખું? પાંચ વર્ષ પ્હેલાં આપણે છૂટા થયા તે થયા જ. તું લખતો "જીવતા છીએ તો કંઇ મળ્યા વગર થોડા જ રે'શું?" પણ, ભાઇ, એ ત્હારી આત્મભાનની સગફરીની પેલા ભગવાનને ઇર્ષ્યા આવી અને ખરે જ, 'જીવતા છીએ

તો '—એ ભાગને જ જુદો પાળો. 'મ્હને પ્હેલેથી મળનાર, ભળનાર... ......હમેંજ હો!.' એવું એવું લખી મને કાં મુંઝાવ, ભાઇ? સમાનધર્મી આત્માનું પરસ્પર આકર્ષણ હોય તેમાં આશ્ચર્ય શું? આપણા ટુંકા સહચારથી જે દૃઢગ્રન્થિ જામી તે હજુ સુધી તો તૂટી નથી; અને હવે—હવે તૂટે? કેમ તૂટે? અને યાદ છે આપણો એ સહવાસ?

ઘણી વખત તું અને હું, મ્હારા ખાટલા ઉપર સાથે બેસતા. આપણે સાથે વાતો કરતા અને એક દિવસ ત્હેં ત્હારૂં હૃદય ખોલ્યું—મ્હારી છાતી ઉપર મ્હોં રાખી તું રોયો. ખબર છે? રોવાની ટેવ તો આપણને બેયને ક્યાં ઓછી હતી? અને—એક જ ખાટલા ઉપર બેઠાં બેઠાં, એક જ વાંચને, આપણે બન્ને યે સાથે જ પ્હેલી વખત 'વસન્તોત્સવ' વાંચ્યું હતું તે યાદ છે? ગિરનાર ઉપર, દાતાર ઉપર, વનમાં અને ઘરમાં કેટલી એક્તા આપણે અનુભવી છે? કેટલુંક યાદ કરૂં?

અને તું લખે છે:

"આપણે હજુ તો એક બીજાને નથી ભૂલ્યાઃ ભવિષ્યમાં શું થાશે? બીજું શું? આ વર્ષ વિયોગમાં સંયોગ માણ્યો તેમ માણશું, સ્મરણ કરશુંઃ એ પણ લ્હાણુ જ છે ને!

"સ્નેહ—ઉન્માદ વટાવી આપણે તો હવે વધારે દૃઢ એવી સ્નેહ—શાન્તિ કે સ્નેહ—સમાધિની ભૂમિકામાં આવ્યા છીએ હો! તેવી જ દશામાં પ્રભુ કાયમ રહેવા દેશે ને?"

હા, ભાઇ, પ્રભુએ તો એનાથી થાય તે કરી લીધું. એણે તો એ જ શાન્તિ આપણને આપી. સ્નેહ—સમાધિમાં ત્હને જોઉં છું ત્યારે ખરેખર આત્માને ભૂલી જવાય છે. સાથે જ વિચાર થાય છે કે તું અહીંથી કાં ગયો? તને દોષ દઉં? પણ તો તું ગયો કાં? લોકો જેને અવિનાશી તત્ત્વ કહે છે તેના તરફ તું એટલો બધો આકર્ષાયો કે મ્હને પણ મૂકીને ચાલ્યો? ઠીક, ત્હારા તે પ્રિય અવિનાશી સાથે આનંદમાં રે'જે.

બંધુ, ત્હારૂં હૃદય કદાચ તેની તરફ આકર્ષાતું હોય, તેને જોઇ ત્હારૂં હૈયું ઉછળતું હોય, તેની સમીપમાં રહેતાં ત્હને રસસાગરની છોળોનો સ્પર્શ થતો હોય તો, ભલે, ત્યાં જ રહેજે, ત્યાં જ ત્હારો સ્નેહ પાથરજે, ત્યાં જ ત્હારૂં હૃદય ઉઘાડજે અને અર્પજે, તેની જ સાથે-તેની જ સંગતિમાં, સંતોષ લઇ હૃદય તૃપ્ત કરજે. ભલે, તે સ્વાનંદમાં આ જગતને ભૂલીજજે, ઉંડા કૂવામાં ધકેલાયું માનજે કે ઘોર અંધકારથી વીંટળાએલું ગણજે.

પાસે હતું ત્યારે કે અત્યારે દૂર પડયું છે ત્યારે મ્હારૂં હૃદય ત્હને કેટલું ચ્હાય છે તે તું કયાં નથી જાણતો ? ત્હારા મુખ ઉપરનું મધુર હાસ્ય પ્રતિક્ષણે મ્હારી આંતર દૃષ્ટિ સમક્ષ આવે છે. અને મ્હારા હૃદયને કેમ વલોવે છે તે હવે તો મનુષ્યાતીત કલ્પનાથી તું જાણી શકીશ જ.

આટલા સમયમાં જો ત્હારા તરફ મ્હારો જરા પણ ભાવ થયો હોય, જરા પણ સ્નેહ બંધાયો હોય કે જરા પણ મ્હારૂં હૃદય ત્હારી મૂર્તિને પૂજતાં શીખ્યું હોય તો તે મ્હારા હૃદયની શુદ્ધ અને નિઃસ્વાર્થ ભાવનાથી હું ઇચ્છું છું કે ત્હારાં તે પ્રિય તત્ત્વની સાથે તું સદાય શાંતિમાં રહેજે.

અને, સમય પરિવર્તને, કલ્પનાના પ્રભાતરંગ જેવા ઝાંખા કોઇ ભવિષ્યના કાળમાં જો ત્હને ગત સમય સાંભરે, ત્યાં શાન્તિમાં રહેતાં રહેતાં પણ અહિંનો પરિચય સ્મૃતિમાં પુનઃ તાજો થાય, મ્હારો સ્નેહ ત્હને આકર્ષે તો ત્યારે-તે વખતે-એક, બંધુ, એક જ ઉનું અશ્રુ મ્હારા આત્મા પ્રતિ ઢાળજે.

અને-અને પછી ન સમજાય, ન કલ્પાય એવા કાળે કદાચ આપણે મળીએ, હું ત્હારી પાસે કે તું મ્હારી પાસે આવ તો તે ધન્ય સમયે પણ હું તો ત્હારાં ધડકતાં હૈયાં સાથે તને ભેટવા ઉત્સુક હોઇશ, ત્હારી જ શાંતિ માટે પ્રાર્થતો હોઇશ, હોને બંધુ !

પણ સ્નેહસમાધિની ત્હારી વાત ફરી સ્મરણપટમાં પડઘા પાડે છે અને 'સ્થલકાલનાં સંકલનો' પણ આ સમાધિને નડે તેમ નથી એ સત્ય જ્યારે મન સમીપ આવે છે, એ શાશ્વત તત્ત્વ જ્યારે હૃદયમાં પ્રકાશ નાખે છે, ત્યારે સમજું છું કે ગજો તો આ રહ્યો. ક્યાં દૂર છે—?

હાં, ભાઇ, કેમ છે?

તારો

ડાલર

# સ્વ ગજેંદ્રનું જીવન અને કવન.

"The Inheritors of Unfulfilled Renown—"
(Shelley.)

"પ્રિયદર્શનની ઉષા ઉગી, ને
પણ ઉગ્યાં ન સ્હવાર જેમનાં" (ના. દ. કવિ.)

"અરેરે! લાંબાં આયુષ્ય એટલે સ્નેહસૂનાં જીવન"—એ શકુન્તલાની ઉક્તિ ('રાજર્ષિ ભરત'માં) ઉરનાં ઉંડાણો મથી નાખે છે. રા. આનન્દશંકરભાઇ સર રમણભાઇના અવસાન સમયે 'At Sixty'નું અવતરણ કરે એ સૂચક છે: ઉત્તમલાલભાઇને રમણભાઇ જેવાં મિત્રરત્નો ગયા પછીના જીવન ઉપર કરૂણ છાયા રહેવાની. આટલી ય જીવનયાત્રામાં કંઇક બાળ મિત્રો અને આશાસ્પદ સંસ્કારી વિદ્યાર્થીઓ સરી ગયા! તેમાં ગજાભાઇના અવસાને હદ કરી! સ્વ. જોશીસાહેબ કહેતા તેમ શિક્ષક કે અધ્યાપકની હૃદયલક્ષ્મી તે પોતાનું ચારિત્રવાન યશસ્વી વિદ્યાર્થીમંડળ હોઇ શકે. જીવનની હેમંતમાં પોતાના પ્રિય વિદ્યાર્થી મિત્રોનાં ઉજ્વળ યશગાન સાંભળવા કોને ના ગમે? પરંતુ વિધિની ઘટના વિચિત્ર છે. સૃષ્ટિના ક્રમ પણ પલટાઇ જાય છે. મારે હાથે ગજાભાઇની કરૂણ કહાણી લખાવવતી કિસ્મતની લીલા વિષે શું કહેવું?

એમના કીર્તિચન્દ્રનો કળાયલ વિકાસ જોઇ હું તેમને વારે વારે લખતો: 'इच्छेत् पुत्रात् शिष्यात् पराजयम्।' છેલ્લા દાયકામાં કંઇ કંઇ વિદ્યાર્થીના પરિચયમાં આવ્યા છતાં પ્રતિભાનાં તેજ, બુદ્ધિનો વિભવ, સાચી સંસ્કારિતા, ને હૂંફાળા હૃદયનો પુણ્યયોગ મેં જોયો કે જાણ્યો નથી સાથે આટલા વિનયની મૂર્તિ! શું સંભારૂં? કુટુંબીજનો સાથે સારા

ગુજરાતની ભાગ્યલક્ષ્મી જાણે હરાઇ ગઇ!! ટુંક સમયમાં જ ગજાભાઇ રતિપતિરામ ને ચૈતન્યબાળા!!!—

"હરિ અમૃતના ઓઘ ન્હોતા છેટા,
ને દેવનાં દાન દીધાં:
પછી ખારે ખારે સાગરે ઉશેટ્યાં,
કે પારકાં કેમ કીધાં?"

(૧)

"In small proportions we just beauties see;
And in short measures life may perfect be"
Ben Jonson.

સદ્‌ગત ગોંડળના પ્રતિષ્ઠિત રાજ્યભક્ત બુચ કુટુંબના નબીરા હતા. તેઓ નામદાર મહારાજા સર ભગવતસિંહજીના ખાનગી કારભારી સ્વ. બુચ દુલેરાય બક્ષીના પૌત્ર હતા; અને દેશી રાજ્યોમાં સંરક્ષણ ખાતામાં, છેવટ 'ઉપરી' સુધી કામ કરી, નિવૃત થયેલા વૃદ્ધ બુચ ગુલાબરાય દુલેરાયના એકના એક પુત્ર હતા. આ પુત્ર વ્રત, સેવા વગેરેના બળથી માગી લીધેલો કોઇ પુણ્યાત્મા હતો; અને અલ્પ સમય માટે જ પ્રભુએ જાણે ધીર્યો હતો! સદ્‌ગતનાં માતપિતા, ગજેન્દ્રના જન્મોત્સવનો પ્રસંગ નીચે મુજબ સૂચવે છેઃ

'ગિરિતલાટી ને કુંડ દામોદર' એ પવિત્ર સ્થળમાં એક ખાખી મહાત્મા પંચધૂણી, સને ૧૯૦૧માં, તાપતા હતા. તેમના બાર વર્ષના તપમાંથી સાત થયાં હતા. તે સમયે રા. ગુલાબરાય બુચ અને તેમનાં પત્નિ વાલીબાઇએ યથાશક્તિ તે તપસ્વીની ભક્તિભાવથી સેવા કરી. યોગી પ્રસન્ન થયા ત્યારે બાઇએ શ્રદ્ધાથી માગણી કરીઃ 'મહારાજ! અમને ચાલીસ વર્ષ થવા આવ્યાં; તો અમારે ત્યાં પુત્ર પારણે રમે એવો આશી-

ર્વાદ દ્યો'. પ્રસન્નતાથી તેઓ બોલ્યાઃ 'જા બચ્ચા, ગુરૂમહારાજ દેયગા; માઇ, દોનું રામજીકા ભજન ,કરા કરો, ઓર સત્યનીતિએ ચાલના' સંત પુરૂષોની અમીની આશિષો ફળે છે; તે ન્યાયે, ૧૯૦૨ ના ઑગસ્ટ માસમાં (સંવત ૧૯૫૮ ભાદરવા સુદ ૧૩ ને સોમવારે), વસાવડ ગામ (મોસાળમાં)માં ગજેંદ્રનો જન્મ થયો. તેમના પિતા કહે છે કે એ સાધુ પુરૂષે એવું સૂચન પણ કર્યું હતું કે આ પુત્ર ઘણો જ પ્રતાપી અને યશસ્વી નીકળશે; પરંતુ એ યોગભ્રષ્ટ આત્મા હોવાથી ટુંક અવધિ પૂરી થતાં, એ સિતારો અસ્ત થશે. આ કથાનું ગૂઢ રહસ્ય એ પણ હોય કે સદ્‌ગત એ સંચિત પુણ્યનો પરિપાક ન હોય, પણ કેવળ અનુગ્રહનું જ ફળ હોય, જેટલા આનંદના શિખરે એ લઇ જાય તેટલા જ શોકની ખીણોમાં પટકાવે!

રા. ગુલાબરાય બુચે કાઠિયાવાડના જૂદાં જૂદાં સંસ્થાનોમાં 'પોલીસ ખાતામાં સારી સેવા કરી, પ્રમાણપત્રો મેળવ્યાં છે. હાલ કેટલાંક વર્ષથી તેઓ ભક્તિમય વાનપ્રસ્થ જીવન ગાળે છે. ઘણાં જ વાત્સલ્ય થી પોતાના પુત્રને નાનપણથી ભણાવેલો. ઉચ્ચ સંસ્કાર પાડી તેને શિષ્ટ શિક્ષણ આપવા માટે અતિશય શ્રમ લીધેલો. એટલું જ નહિ, સદ્‌ગતના ભાષણો, લેખો તથા ઇતર પ્રવૃત્તિયોમાં પ્રેમપૂર્વક, સમજપૂર્વક છેવટ સુધી રસ લઇ રહ્યા હતા. તેમના નાનાભાઇ તે ગોંડલ રાજ્યના સરન્યાયાધીશ રા. ગણેશરાય દુલેરાય બુચ. રાજાને પ્રજા તરફથી તેઓ પોતાની વિદ્વતા ને ઉચ્ચ નીતિથી માન પામ્યા છે.

અને ગજેંદ્રની ગુણિયલમાતા! વસાવડના તાલુકદાર, દરબાર શ્રી મણિભાઇની એકની એક પુત્રી વાલીબાઇ. એ ભક્તિપ્રધાન, આદર્શ ગૃહિણીના કોઇ પુણ્યયોગનો જ પરિપાક એ ગજેંદ્ર હતો. શિક્ષણ જમાનાને અનુસરીને સાધારણ મળેલું; પણ જાતિ સંસ્કારનું બળ અદ્‌ભુત ને ગુણોનો સમૂહ આશ્ચર્યચકિત કરે તેવો. એ નરી સુંદર સરલતા, દાક્ષિણ્ય, વાત્સલ્ય, ઉદારતા, ભક્તિ પુત્રને ઘણે અંશે વારસામાં મળેલાં. પ્રજા ઘણી થયેલી

તેમાં ફક્ત બે જ પુત્રી હાલ હૈયાત છે. સહુથી મોટાં પુત્રી 'બ્હેનોની બ્હેન' નામથી જાણીતાં છે. તેમની સંસાર સુધારાની ધગશ ને સાહિત્યરસિકતા અજાયબ પમાડે તેવાં છે. તેમના આશાસ્પદ જ્યેષ્ઠ પુત્ર તે રા. હરિપ્રસાદ શિવપ્રસાદ દેસાઇ અથવા 'પરમસુખ' બીજી તેમની સહુથી ન્હાનીબ્હેનના પતિ રા. મનુભાઇ દેસાઇ ગજેંદ્રના પ્રિય મિત્ર હતા.

આવાં માતપિતા તરફ લાડકવાયા પુત્રનો સેવાભાવ પણ અજબ હતો. તેમનું હૃદય કદાપિ એણે જાણી જોઇને દુભવ્યું નથી. માતાની આંખની વ્યાધિ માટે ને પિતાના દમના રોગ માટે, આર્થિક મુશ્કેલીમાં પણ, પુત્રે જે જેહમત ઉઠાવી છે અને તેમનાં દિલ ઠાર્યાં છે તે માટે સદ્‌ગતને કેવળ ધન્યવાદ જ ઘટે છે. આટલી વિદ્યા ને આટલી કીર્તિ પછી પણ માતપિતાના સ્હેજ લાગણીભર્યા શબ્દથી પણ તેના મુખ ઉપર શેરડા પડતા મેં જોયા છે. ઘણાં માતપિતાને કહેવાનું મન થાય કે 'પુત્ર મળો તો આવો જ મળજો'.

નાનકડી સરિતાને તીરે રાચતું આસપાસની સંખ્યાબંધ વાડિયો ને ખેતરોથી નિલમલીલું વસાવડ અણમોલ ગામડિયું છે. એ કુદરતના વિશાળ બાગમાં એનો જન્મ થયો. શૈશવનો કંઇ ભાગ ત્યાં ગયો એટલુંજ નહિ, પણ 'મહિયરથી મોંઘું એ મહિયર માતનું' એને અતિશય વ્હાલું હોવાથી નાની-મોટી ઘણી રજાઓ ત્યાં ગાળતા. આ કુદરતનો રસ જૂનાગઢ ગિરનારની ઇતિહાસ ને સૌન્દર્યની ચમકથી ઓપતી—Romantic—ભૂમિએ ઘણે અંશે પોષ્યો હતો. આવા કુદરતના રંગથી રંગાયલી એમની રસભરી કવિતા, પ્રસંગે, પૂર્ણિમાની મોતીની છોળે ઉછળે છે: પણ આ કુદરતનો શોખ શહેરના સંસ્કાર વિના પૂરતો વિકાસ કે આવિર્ભાવ કદાચ ના પામી શકત. તે ન્યૂનતા કાઠિયાવાડની એક નાનકડી નમૂનેદાર નગરી ગોંડલે પૂરી. પિતાનું વતન ગોંડલ હોવાથી ત્યાનાં શિક્ષણનો સારો લાભ મળ્યો. બાલ્યાવસ્થાથી જ અસાધારણ શક્તિ (Precocity) ચમકતી. તેનાં ઘણાં દૃષ્ટાંતો ને વિગતો છે. પરંતુ કીર્તિના

શિખરે તેમને ચડતા જોયા પછી, કલ્પનાથી સ્હેજ ભૂતકાળના રસીલા રહસ્યો પામી શકાય છે. ગુજરાતી તથા ઈંગ્રેજી શાળાઓનાં પારિતોષકો તથા શિષ્યવૃત્તિઓની યાદી કરી હોય તો લાંબી થઇ જાય. 'તેમણે કયું ઇનામ કે માન મેળવ્યું નથી?' એ જ પ્રશ્ન પૂછાઇ જવાય છે. ઉપરાંત, શિક્ષકોનાં પ્રીતિવચનો ઉજ્વળ ભાવિની આગાહી હંમેશ આપતાં. વિગતોથી શો વિશેષ લાભ? સુવર્ણ ઉપર ઢોળ શા?

નાનપણથી જ શરીર ઘણું જ નાજુક હતું. ઘણી ચિંતાજનક માંદગીઓ વટાવેલી; પણ બુદ્ધિનાં તેજ નવો નવો પ્રકાશ પાડતાં. એક પ્રસંગ નોંધું? જસદણના દરબાર શ્રી ઓઢા ખાચરે હોકો ગગડાવતાં એકવાર આ બાળકને 'હોકા'નું ઇંગ્રેજી નામ મજાકમાં પૂછ્યું. વિજળીની ત્વરાથી 'Hubble Bubble' ઉત્તર મળતાં દરબાર આશ્ચર્યચકિત થઇ ગયા. આથી અતિ પ્રસન્ન થઇ રૂ. ૫) ની શિષ્યવૃત્તિ તેને કરી આપી હતી. તેમના પિતા કહે છે કે ૪–૫ વર્ષની ઉમ્મરે ગજેંદ્ર સંખ્યાબંધ શબ્દો, વાક્યો, કાવ્યો પણ તેઓ બોલતા; એટલું જ નહિ પણ ઘણાં જ કપરા ઇંગ્રેજી શબ્દો એટલી સ્પષ્ટતા ને માધુર્યથી ઉચ્ચારતા કે સહુ કોઇને આનંદાશ્ચર્ય થતું.

મૅટ્રીકની પરીક્ષામાં ઘણે ઉંચે નંબરે પાસ થઇ જુનાગઢ તેઓ અભ્યાસ કરવા ગયા. કહેવાની જરૂર નથી પહેલેથી છેલ્લે સુધી તેઓ સર્વોત્તમ વિદ્યાર્થી હતા. જે શિષ્યવૃત્તિ કે માન અકરામ કૉલેજ આપી શકે તે તેમણે સદા મેળવ્યું હતું. તેઓની સરખો તો શું પણ બીજે નંબરે પણ પાસે બેસી શકે તેવો વિદ્યાર્થી મારી જાણમાં નથી. એમના બધા અધ્યાપકો નિરંતર મુક્તકંઠે તેમની પ્રશંસા કરતા. પ્રોફેસર જોશી કહેતા કે લગભગ ત્રીસ વર્ષના તેમના અનુભવમાં આટલી વિદ્વતા ને રસિકતાનો સંયોગ બીજા કોઇનામાં તેમણે જોયો નથી.

ત્યાંના છાત્રાલયમાં–નાગર વિભાગમાં–તેઓ રહેતા. આને પરિણામે મિત્રોની સંખ્યા પણ વિશાળ હતી. વિવિધ પ્રકારના મિત્રોનું મન જીતવામાં



સ્વર્ગસ્થના પિતા

સ્વર્ગસ્થ. ઉ. વ. ૪.

તેમની કળા સફળ હતી. ઉત્તમ વિદ્યાભ્યાસ છતાં, વિદ્યાલયની બહારનું વાંચન આશ્ચર્ય કરે તેવું હતું. બુદ્ધિનો વિભવ હાસ્યરસના ટુચકાઓમાં, મર્માળાં વાક્યો–અન્યોક્તિઓ, વક્રોક્તિઓ–માં અપૂર્વ વિલસતો. ઉપરાંત કુદરતનો પ્રેમઆવેશભર્યો સદા રહેલો. ગિરનારની યાત્રા કેટલી ય વાર જૂદી જૂદી મિત્રમંડળીમાં, જુદા જુદા સમયે કરેલી. કુદરતનો રસયુક્ત સંદેશ બહુ જ પ્રીતિથી ઝીલવાનો પ્રયાસ ઉમંગભેર કરેલો. આસપાસની ઇતિહાસ ને સૌંદર્યની આરસીમાં જોવા તેની ધગશ સદા તીવ્ર જ હતી. શૂરવીરો, વીરાંગનાઓના કુંકુમપગલે પુનિત ભૂમિમાં, કોઇ વનવગડે, કોઇ ગિરિપૃષ્ઠે, કોઇ નદીતીરે તેઓ ભાઇ અમૃતલાલ મંકોડી, ડોલરરાય માંકડ, મોહનલાલ મહેતા વગેરે ઘણા મિત્રો સાથે ઘૂમતા. શીળી સાયંકાળે કે મધ્યરાત્રીની કૌમુદીમાં એ પોતાની નાનપણથી પ્રિય બંસી છેડતા ને બધું વાતાવરણ મધુર ને ઉન્નત બનાવતા. જુનાગઢમાં અધ્યાપક હતો ત્યારે હું તેમની સાથે છાત્રાલયમાં રહ્યો છું ને એ મોરલીનું તાન હું વિસર્યો નથી. કોઇવાર મિત્રમંડળ તેમાં હર્ષનો ઉન્માદ સૂણતું, ઘણીવાર જીવનની અશ્રુકથા પામતું. એમાં રૂદનના સૂર કેમ પૂરાતા તે એકદમ ના સમજાતું. કોઇ પૂછી નહોતું શકતું કે ‘તને ઉરે કંઇ દર્દ છે?’ છતાં સંગીતસ્વરથી સહુ મોહિત થતું: તેઓ બહુ વખત શેલીનું સ્મરણ કરતા અને કરાવતા: “Our sweetest songs are those which tell of saddest thoughts.”.

કુદરતનાં સૌંદર્ય જેટલાં જ માનવજીવનમાં ઉંડાં સુકોમળ તત્ત્વો તેમને આકર્ષતાં. અસાધારણ વ્યક્તિત્વ નીરખવા પારખવાની તેમનામાં તીવ્ર શક્તિ હતી. આમ ઇતિહાસ, કુદરત ને માનવજીવન ત્રણેની સન્મુખ રહેવાનો પ્રયત્ન કરવા છતાં, આ સમયમાં ઘણે ભાગે, કુદરતનો પ્રેમ સહુથી વધારે તેમના ઉરનું મંથન કરતો. ગિરનારનો શૈલ કદાપિ તેમને જડ લાગતો જ નહિ; એની પ્રત્યેક શિલામાં તે અનંત કાળના પડઘા જાણે સૂણતા. આસપાસના અણઘડ ગામડિયા, ત્યાંના સ્વતંત્ર મિજાજી

બાવા સાધુ-સંત વગેરેના બાહ્યાચારની ગમ્મત, લાક્ષણિક નર્મહાસ્ય, કટાક્ષથી કરવા છતાં, તેમના ઉરના એકાંત-કંઈક જીવનસંદેશ સમજવા પ્રયત્નશીલ રહેતા. શિવરાત્રીના ગિરનારના મેળાથી કોણ અજાણ્યું હશે? કોઈ કોઈ વાર તો લાખ લાખ જેટલી સંખ્યામાં યાત્રાળુઓ તીર્થ સમજી બે ચાર દિવસ ત્યાં અખાડો જમાવે છે. વિવિધ ભજનમંડળીઓ એ રાત્રીઓમાં અનેકદેશી ય ભક્તિથી ધૂન મચાવે છે. આ વરસ દિવસે જામતા પ્રસંગે, ગજેંદ્રને હાજરી આપવાનો, સાંભળવાનો, ભાવમાં તન્મય ને સાથે સૂક્ષ્મ નિરીક્ષણ કરી, કેટલીક હાસ્યજનક ખામીઓને ખુલ્લી પાડી આનંદ માણવામાં તેમનો નંબર કોઈથી ઉતરે તેવો ન હતો. બાવા બાવીનાં કૌતુકો તેમના મુખેથી સાંભળવા જેવાં હતાં. ઉપરકોટમાં ફરતાં ભૂતકાળના પડઘા-કરૂણ કથા ને રૂદન-તેઓ સૂણતા ને રાણકતનયા વિષે કલ્પનામાં ઉડવા ને કંઈ કંઈ લખવા ઉર અધીરૂં થતું. એ પ્રદેશના સોરઠાઓ, કવિતો, લોકવાર્તામાં પણ તેમનો રસ અસાધારણ હતો. પ્રાચીન તથા અર્વાચીન રીતના રાસો તરફ તેમની અભિરૂચિ પુષ્કળ હતી. કંઈ કંઈ ઉર્મિઓ ઉછળતી ને કેવી કેવી મહત્વાકાંક્ષાઓ હતી! 'સંભારણાં', 'ગિરનારની યાત્રા' ને 'હંસગાન' રહી ગયાં; બાકી, 'નિરાશા જ લલાટે લખાવી હતી ને?.

પ્રશ્ન સ્વાભાવિક છે કે એ કૉલેજે તેમને શું આપ્યું? પોતે ભાવનાશાળી, આદર્શપૂજક હોવાથી ઘણીવાર તેમના અંતરે ઉંડી નિરાશા લાગતી; પણ ત્યાંની ઘણી ત્રૂટિયોને બહારથી હસી કાઢતા. બહાઉદ્દીન કૉલેજે તેમને જોશીસાહેબ આપ્યા. તે સહુથી મહત્વની વાત. પણ એ પ્રોફેસર જોશીને ગુજરાત ક્યાં ઓળખે છે? મને લાગે છે કે કોઈવાર ગજેંદ્ર પોતાનું આત્મવૃત્તાંત લખત તો કવિ શ્રી ન્હાનાલાલે વડોદરાના દવેસાહેબને અમર કર્યા છે તેમ તેઓ પણ જોશીસાહેબને કરી દેત. 'रसो वै सः'—જોશીસાહેબ પ્રેમઅંશ જ અવતરેલા એમ કહીએ તોપણ ચાલે. એમના ભાર્ગવના કુવારા કેટલાય જણે ઝીલ્યા છે; પણ બહુ

થોડા તેમાંથી ઉચ્ચ પ્રેરણાના મંત્ર ઝીલી શક્યા છે. કાલિદાસ ને ભવભૂતિમાં એમના જેવી તન્મયતા ક્વચિત જ જોવામાં આવે છે. સાથે જ સહુ માનતા ને કહેતા કે સંસ્કૃત રસસાહિત્યની જો મુંબાઇ યુનિવર્સિટિમાં જગ્યા (chair) હોત તો કદાચ આખા પ્રાંતમાં તેમની યોગ્યતા તે પદ માટે શ્રેષ્ઠ ગણાવી જોઇતી હતી. તેમના ગુણાનુવાદ ગાનારા વિભાકર ને ગજેંદ્ર તો ગયા; પણ રા. ચન્દ્રશંકર પંડ્યા કે ડૉ. કાન્તિલાલના આત્માને પૂછશો તો પ્રશસ્તિમાં સૂર પૂરશે. આમ હોવા છતાં, એ જોશીસાહેબની કથા કરૂણ છે. છેલ્લાં આઠ વર્ષમાં જાણે તેમના ઉરમાં અગ્નિ જલતો ૧૯૨૦માં હોડીવાળાસાહેબ પ્રિન્સિપાલ થયા. અદ્‌ભુત માનસિક શક્તિયો, ઇતિહાસના વિષયમાં પ્રતિભા, આવી પ્રખર વિદ્વતા સાથે જો કંઇક સ્વભાવમાં સંયમ, ઉરમાં વ્હાલ, ને જીવનદષ્ટિમાં કંઇક આશા ને ઉત્સાહ પ્રભુએ દીધાં હતાં, તો તેમનું સ્થાન આજ ઘણી રીતે ઉંચું જ હત! પણ એ ઢાંક્યા રત્ને પોતાની ઉપર જ ફુળને આમંત્રી, પોતાની જાતને ઢાંકી દીધી! એ ધૂળધોયાનો ધંધો કોઇક કદાપિ કરશે. હું તો એટલું જ જાણું છું કે જોશીસાહેબ, ભટસાહેબ, સલ્ડાના સાહેબ જેવા જૂના મિત્રો સાથે, અને ગજેન્દ્ર જેવા एकः सहस्त्रेषु વિદ્યાર્થીઓ સાથે તેમણે પોતાની ઉગ્ર, કઠોર, કેટલીક અમાનુષી રીતિ બદલી હત તો એ વિદ્યાલયનો છેલ્લા દાયકાનો ઇતિહાસ કદાચ જુદો જ લખાત! પણ प्रकृतिं यान्ति भूतानि.

એ પુનિત પ્રદેશમાં ૧૯૨૦ના અંતમાં હું કરાંચીથી જુનાગઢ આવ્યો ત્યારે અમારો પ્રથમ પરિચય થયો. મને યાદ છે એ સાયંકાળ: અમે સાથે ફરવા કોટની આસપાસ ગયેલા. વાદળથી વાતો કરતા એ ગિરનાર તરફ તેમણે પોતાનો પક્ષપાત કેવા ઉલ્લાસથી વ્યક્ત કર્યો હતો! પ્રતિભાનો ચમત્કાર મેં પારખ્યો; સાથે તેમના જીવનનાં ભયસ્થાનો પણ હું થોડા સમયમાં કળી ગયો. તેમાંથી પ્રીતિથી જાળવવા, હું કોઇવાર કટુવચનો પણ તેમને કહેતો; છતાં, મારા શબ્દો પ્રીતિથી ઝીલતા; અને મારી તરફ, અંત સુધી, વડીલ બંધુ જેવાં જ આદરને પ્રેમ તેમણે

નિભાવ્યાં તે તેમની ઉદારતા હતી. મારા કુટુંબ સાથે પણ ઘણા નિકટના પરિચયમાં આવેલા. એક ભાઇ તરીકે જ અમારા સુખદુઃખમાં તે સદા શુદ્ધભાવથી ભાગીદાર હતા. તેમણે સુરત ગયા પછી મારા પૂજ્ય કાકા, રા. પોપટલાલ યાજ્ઞિક સાથે પણ કુટુમ્બિક ભાવ પોષ્યો હતો.

આર્થિક સંયોગો, વધારે અનુકૂળ હત અને મુંબઇની ઍલફિન્સ્ટન કૉલેજમાં અભ્યાસ કરી શક્યા હત તો તેમની બુદ્ધિનો વિભવ સારા પ્રાંતને વધારે મુગ્ધ કરી દેત તેમાં શંકા નથી. પરંતુ તબિયત સુકુમાર હોવાથી ને જીવનેસાચા કૉલ બહુ જ થોડા દીધા હોવાથી ત્યાંના હવાપાણીની અસર એકંદરે કેવી થઇ હતી તે કહેવું મુશ્કેલ છે. ઉપરાંત, જે ગરવા ગિરનારે, રાણકના ઇતિહાસે, જોશીસાહેબે ને અમુક મિત્રોએ દીધું તે કદાચ એ અલકાપુરી આપી શકી હત. કે કેમ તે પ્રશ્ન છે. છતાં મુંબઇ પુનાનાં માન એની પ્રતિભાએ મૂકાવ્યાં છે. જોશીસાહેબ સદા ઉચ્ચ સંસ્કારમાં જ માનતા હોઇ, પરીક્ષા માટે કશો ભગીરથ પ્રયાસ કરતા નહિ; પરીક્ષકો, યુનિવર્સિટિની રીત પ્રમાણે તે બાજુના જ હોય છે; અને સંસ્કૃતમાં નામના મેળવવી એ તો મહારાષ્ટ્રનો જ ઇજારો ગણાયો છે. આ બધા સાથે તેમની અંગત ઘણી મુશ્કેલીઓનો વિચાર કરતાં, એટલું તો સ્પષ્ટ જ છે કે તેમના કીર્તિચન્દ્રને કોઇ પણ રાહુ ગ્રાસ ન કરી શક્યોઃ બી. એ. માં પહેલા વર્ગમાં ઘણે ઉંચે આવી, સંસ્કૃતમાં શ્રેષ્ઠ પદ પ્રાપ્ત કરી, 'ભાઉ દાજી પ્રાઇઝ' મેળવ્યું; 'ભગવાનદાસ સ્કૉલરશિપ' પણ મળી, જો કે કાયદાનો અભ્યાસ ના કરી શક્યા તેથી તેને જતી કરવી પડી.

અને પછીનાં બે વર્ષો? મર્દાનગીના નમુના જેવાં ગણાય. આગળ અભ્યાસ સાથે કુટુંબભાર વહન કરવાનો હતો; અને જુનાગઢમાં 'ફૅલોશિપ, કાઢી નાખી હતી–હોડિવાળાસાહેબે. આ પ્રસંગે રા. ત્રિભોવનરાય રાણા સોરઠના દિવાન પદે શોભતા હતા. તેમને મેં ભાવનગરથી લખ્યું હતુંઃ "રાણા સાહેબ! કોઇ પૂર્વના પૂણ્યે આવો ઉચ્ચ અતિથિ આપને આંગણે 'અહાલેક' પુકારી ઉભો છે. તેનો સત્કાર નહિ કરો તો આપના રાજ્યની

કિંમત અંકાશે; એને તો 'ભૂપ અનેક' મળી રહેશે. આવો અવસર કદિ નહિ આવે" રાણાસાહેબના સ્તુત્ય પ્રયાસથી બે વર્ષની 'ફ્લોશિપ' ગજેંદ્રને મળી. આ સમયમાં ગામમાં ઘર રાખી કુટુંબસહિત તેઓ રહેતા ને અભ્યાસ કરતા. કૉલેજમાં ત્યાંના સંયોગોમાં બની શકે તેટલું નવજીવન રેડ્યું: સાહિત્ય સભા જે મારા સમયમાં કલિકારૂપે હતી તે તેમની પ્રેરણાથી શતપાંદડી વિકસી. તેમની ઉપર આખો પહેલા વર્ષનો વર્ગ ઈંગ્રેજી નિબંધ શીખવતા ત્યારે વારી જતો. આખી કૉલેજના વાતાવરણમાં કેવી વિજળી હતી તે તેમના વિદ્યાર્થીઓ ધડકતે હૈયે સંભારે છે. એકાદ સંમેલન પણ મહાયત્ને યોજેલું છતાં કેટલાંક કારણોને લીધે વાતાવરણ એવું વિચિત્ર હતું કે તેમને પૂરો યશ મળ્યો નહિ.

૧૯૨૩-૨૪ એમનો મંથનકાળ હતો. ઉરમાં મહત્વાકાંક્ષા જાગી હતી; માનસ રમણે ચઢ્યું. પોતાની શક્તિઓને સફળ બનાવવા આઇ. સી. એસ. થવાની અભિલાષા હતી. હિંદની પરીક્ષામાં બેસી, ઉચ્ચ પદવી પ્રાપ્ત કરી વિલાયત જવાના એને કોડ હતા. ૭ માસ સુધી તો વિચારો મનમાં ખુબ ઘોળાયા: આર્થિક મુશ્કેલીઓ તો હતી જ, છતાં તે ગમે તે પ્રકારે તરવા નિશ્ચય કર્યો, પણ પોતાની આંખ ઘણી નબળી હતી—ચશ્માનો નંબર જરા વધારે હતો; આથી બધેથી એક જ સલાહ મળી કે શારીરિક પરિક્ષામાં સરકાર પસાર નહિ જ કરે; અને કશી જાતની એવી લાગવગ પણ ના મળે! તે સમયના તેમના પત્રો ઉરનાં દ્વાર ઉઘાડે છે. મિલ્ટનને જે તીવ્ર અંતરવેદના થઇ હતી તેની કંઇક ઝાંખી થાય છે:

"Doth God exact day-labour, light denied?"

તેઓ પહેલા પાંચ-દશમાં આવ્યા હત તેમાં મને શંકા નથી. પ્રત્યેક વિષય ઉપર તેમનો કાબુ સુંદર હતો. ઉપરાંત 'સિવિલિયન'ના જીવનને અનુકૂળ રમતગમતોમાં તેમનો રસ નાનોસુનો ન હતો; સાથે લલિતકળાઓ તરફની તેમની અભિરૂચિ ને કેટલુંક જ્ઞાન સ્ત્રીસમાજને પણ મુંઝવે તેવું હતું. વિલાયતમાં પણ સારી નામના મેળવી લોકપ્રિય

અમલદાર થાત તે સ્પષ્ટ છે; ગરીબોનાં માણેક મોંઘેરાં ઉરે પારખેલાં હોવાથી તેમની પ્રતિષ્ઠાનો ખ્યાલ કલ્પનાને સરલ બને છે.

પણ તે સહુ સ્વપ્નું સરકી ગયું! બીજો માર્ગ કાયદાનો અભ્યાસ કરી, 'એડવોકેટ' તરીકે મુંબઇમાં ઝળકવાનો હતો. તેમના બુદ્ધિના તેજથી જેઓ અંજાયા છે તે સહુ સમજી શકશે કે તર્કશક્તિ, સ્મરણશક્તિ, વિવાદકળા, વક્તૃત્વશક્તિ ને સૂક્ષ્મ ભેદોમાં ઉતરવાની પ્રતિભા તેમને તે દિશામાં પણ સફળતા આપ્યા વિના રહત નહિ. એ શક્યતાઓ તો કોઇ પણ સ્થાને ઝબકી ઉઠયા વિના રહત જ નહિ. પ્રતિભાની એ કસોટીએ કસવાથી લાગે છે કે કોઇ પણ ધંધામાં તેઓ કીર્તિ સંપાદન કરત. વકિલાત વિષે લાંબો વિચાર જ નહિ કરેલો કારણ કે સાધનોનો અભાવ હોવાથી, એ અલબેલી નગરીનું ખર્ચ ક્યાંથી ઉપડી શકે?

આમ, કેટલાક માસ પછી એમ. એ. નો નિશ્ચય કર્યો ત્યારે તબિયત પણ સાધારણ ચાલતી. બી. એ. પાસ થઇ ઘણા મિત્રો પણ ચાલી ગયેલા—નવી વ્યકિતઓ સાથે તાજા સંબંધો બાંધવાના હતા—('New faces, other minds') કુટુંબવત્સલ હોવાથી ઘણીવાર મિત્રશોક તેઓ ભૂલી જતા, આશાવાદી બનતા ને ભાવિનાં ઉજ્વળ ચિત્રો દોરતા. તો પણ જુનાગઢ પાછળથી તેમને બહુ આકરૂં લાગેલું. જોશીસાહેબની તબિયત લથડતી હોવાથી, તેઓ થોડી મદદ પરાણે કરતા. મારાથી બનતાં સૂચનો ભાવનગરથી કરતો. પુસ્તકો મોકલતો; છતાં આત્મસામર્થ્યથી જ ઝૂઝવાનું તેમને હતું. એમ. એ. નો ગઢ શિવાજીની ચપલતાથી જીતવા માગતા. બધી મુંઝવણો તરી જઇને બીજા વર્ગમાં ઉંચે નંબરે પાસ થયા એટલું જ નહિ પરંતુ સંસ્કૃતમાં સહુથી પહેલા આવ્યા ને 'વેદાન્ત ઝાલા પ્રાઇઝ' પણ મેળવ્યુંઃ જુનાગઢના સુજ્ઞ ગોકુળજી ઝાલાનો આત્મા આથી કેટલો ઠર્યો હશે! મુબઇમાં સર્વ સાનુકૂળ બન્યું હત તો 'ચૅન્સેલર્સ મૅડલ' તેઓ મેળવી શકત!

૧૯૨૫માં એમ. એ. થયા પછી તરત જુન માસમાં સુરત કૉલેજ સાથે તેમનો યોગ થયો. પ્રો. દેસાઇ વિલાયત અભ્યાસ માટે જવાના હોવાથી ત્યાં ઇંગ્રેજીની જગ્યા ખાલી હતી. સંસ્કૃત જેવું જ લગભગ તેમનું ઇંગ્રેજી સરસ હોવાથી ને જુનાગઢનો શિક્ષણ અનુભવ હોવાથી તેઓ ચૂંટાયા. થોડા જ સમયમાં વિદ્યાર્થીઓને, અધ્યાપકોને અને 'સાર્વજનિક સોસાયટી'ને લાગ્યું કે ત્યાંના ગગનમાં અજબ નવો સિતારો ચમક્યો છે. વાતાવરણમાં વિજળીનો આવેગ ને પ્રકાશ હતો; ઇંગ્રેજી કવિતા, શેક્સપિયરનાં નાટકો અથવા ગદ્ય સાહિત્ય,—નર્મ કે મર્મ,—ગમે તે શીખવે પણ સર્વ વિદ્યાર્થીમંડળ મંત્રમુગ્ધ બનતું. અધિકાર પ્રમાણે ઉત્તરોત્તર વિકાસથી તેઓ શિખવતા. શિક્ષણશૈલી એવી મોહક હતી કે તેઓ 'સારી વિદ્યાપીઠના ઘણા અધ્યાપકો ને લોકપ્રિયતામાં Love-set આપી શકતા'—એટલે કે 'પ્યાદી મ્હાત' કરી દેતા. આખો વર્ગ પગના નૃત્ય અને તાળીના ગડગડાટથી પોતાની તાલાવેલી વ્યક્ત કરે તે મુખ્ય વસ્તુ નથી; પણ રસબસ કરીને સાથે સાથે ઉચ્ચ સંસ્કાર, જ્ઞાન ને ડહાપણ પ્રેરવાં તેમાં જ સાચી મહત્તા વસી છે. આ કસોટીથી પણ તેમનાં ભાષણો ઉંચાં અંકાયાં છે.

શિક્ષણ તો તેમની પ્રવૃત્તિનું એક જ મુખ્ય અંગ ગણાય; કારણ કે કૉલેજની—૧૯૨૫–૨૭ની—એક પણ એવી પ્રવૃત્તિ નહિ હોય જેમાં તેમણે ઉત્સાહપૂર્વક ભાગ લઇ રસ ને પ્રેરણા નહિ રેડયાં હોય! ત્યાંના વિવાદ મંડળ, ઉત્સવો રમતગમતો સહુની પોથીનાં પાનાં ઉઘાડીશું તો કદાચ તેમનું નામ ઘણીવાર પહેલું જ હશે. તે સમયમાં 'કૉલેજ મૅગેઝિન' જોવાથી પણ સમજાશે કે હાસ્ય–કરૂણ રસથી દ્રવતા લેખો–કાવ્યો એકદમ આપણું ધ્યાન ખેંચે છે. સુરત શહેરની અનેક પ્રવૃત્તિયોમાં પણ બનતો સક્રિય ભાગ લેવા પ્રયત્ન કરતા; ભાષણો આપતા. ગુજરાતી સાહિત્યની આલમમાં મશહૂર થવાની તૈયારીમાં જ હતા. છૂટક કાવ્યો 'હંસ ગાન', 'ગિરનારને ચરણે' વગેરે નવી ભાત પાડી રહ્યાં હતાં ને 'ઉગતા તારા'

માં તેમની ગણના થતી. ઉપરાંત, ગરીબ વિદ્યાર્થીઓને કાયમ માટે મદદ થાય તે હેતુથી પોતે મહાન્ શ્રમથી. 'વિષપાન'નો ખેલ તૈયાર કરાવી સફળરીતે ભજવાવ્યો હતો- તેના પરિણામે રૂ. ૧૨૦૦)ની રકમ જુદી મૂકાઇ હતી. આ સેવામાં કલા માટેનો સાચો પ્રેમ ઝરતો હતો. નાટ્ય-કલા માટે મૂળથી જ પ્રેમાવેશ હતો. કૉલેજમાં શેક્સપિયર વાંચતા પ્રત્યેક પાત્રના લાક્ષણિક અભિનય એવા તો સુંદર કરતા કે એ વાંચન સાંભળવા જ બીજા વર્ગના પણ વિદ્યાર્થીઓ ટોળે મળતા. સુરતના યુવક મંડળ ('Youth Lodge') તરફથી પણ ભાષણ આપેલાં. જે જે જાહેર પ્રવૃત્તિમાં તેમનું મન લાગતું તેમાં દિલ રેડી તેને સફળ બનાવતા.

અનેક ભાષણો માટે તેમને સુરત રસિકો સંભારે છે; પણ ગઇ શરદ્પુનમે નગીનચંદ હૉલમાં જે ભાષણ તેમણે 'ચંદ્રલોકમાં' એ વિષય પર આપ્યું તેણે તો અજબ નામના મેળવી. ગિરનારની રઢિયાળી ભૂમિ છોડતાં જેવું 'હંસગાન' કાવ્ય હતું; તેમ અગમ્ય રીતે, કોઇ દૈવી પ્રેરણાથી સુરત ને સંસાર છોડતાં આ તેમનું ભાષણ એ એક સુંદર કાવ્ય જ હતું: કલાની પૂર્ણતા ને કરૂણતાની અવધિ! આખો હૉલ ચિકાર હતો વૃંદાવનમાં વાંસળી વાગે ને સહુ કોઇ ડોલે તેમ પ્રત્યેક ઉર થનગનતું હતું. તે શરદ્પુનમની રાતલડીએ 'અપ્સરાનાં આંસુ સમો' ચંદ્રરાજ ઉગ્યો. 'અમીવર્ષણ' તેને કહેવો કે નહિ તે કોણ જાણે! એ ભાષણ કરીને, મંદિરના ચોકમાં, 'ફુલની કળિ સમ સુકુમાર સુરતની રમણી'ઓને રાસ લેતી જોઇ, એ સંગીત ઉંડાણોમાં ઝીલી એ ઘેર આવ્યા તે આવ્યા જ પછીથી એ વિશ્વના ચોકનાં સૌંદર્ય તેમણે નિરખ્યાં નહિ_ કૌટુંમ્બિક ઉપાધિમાં હતા; શરીર અતિ શ્રમ ને ચિંતામાં નબળું પણ પડ્યું હતું, ત્યાં એમનો નાનકડો દોઢ વર્ષનો અનિલ 'ટાઇફોઇડ' તાવથી પીડાવા લાગ્યો. અત્યંત કાળજીથી ને પૂર્ણ વાત્સલ્ય ભાવથી જાતે જ સારવાર કરવા માંડી. માંદગીએ ભયંકર સ્વરૂપ લીધું ત્યારે એક મિત્રને એમણે લખ્યું: 'મારૂં રૂધિર રેડીને પણ મારા બાલુડાને હું સારો કરીશ' વિધિના

કરૂણ યોગથી થયું પણ તેમ જ. પોતે જ 'ટાઇફૉઇડ'ના ભોગ થયા ને બાળકને અજાયબ રીતે સારૂં થતું આવ્યું! લગભગ એક માસની સખ્ત માંદગી ભોગવી. અનુભવી ડૉક્ટર જમશેદજીએ પોતાની દવાથી, સંબંધીઓએ પોતાની સારવારથી કંઇ કંઇ પ્રયાસો કર્યા—છતાં આખર બત્તી બુઝાઇ જ ગઇ! તા. ૧૩મી નવેમ્બર ૧૯૨૭ ને રોજ અતિવૃદ્ધ પિતામહી, વૃદ્ધ માતાપિતા, અનાથ સ્ત્રી તથા નિરાધાર બે બાળકોને મૂકી એમણે ચંદ્રલોકમાં વાસ કર્યો. શું ચંદ્રલોકનાં દિવ્ય દર્શન થયા પછી આ સંસાર અકારો લાગ્યો હશે!

કરૂણાવિમુખ મૃત્યુને આ શું ગમ્યું? તેમના કુટુંબ, કૉલેજ, સુરત ને સારા ગુજરાતનો કે કલા, સાહિત્ય ને વિદ્વત્તાનો એને વિચાર ના જ આવ્યો! સરસ્વતીના એ લાડકવાયા પુત્રની અલ્પ લીલાથી મુગ્ધ થઇ પ્રભુએ જ એને પોતાની પાસે બોલાવી લીધો! આવા સુકુમાર સુંદર આત્માઓ સાથેનો પ્રેમ આમ જ વ્યક્ત થતો હશે! પ્રાંતોની વિભૂતિઓને આવરી લેતાં એને કશું જ નહિ થતું હોય! 'ઋણાનુબંધ,' 'સંચિત કર્મ પરિપાક' વગેરે શાંતિ આપી શકતાં નથી. સંબંધીઓને સ્નેહીઓને પણ એમ જ થાય છે કે—'એ તો જ્ઞાન મને ગમતું નથી...' ઉચ્ચ સાહિત્યમાં 'જેમ અંતની કલા' ઓપે છે તેમ યશસ્વી જીવનમાં પણ તે કલા વિલસે છે; છતાં માનવ ઉરનાં એકાન્તો પાછળથી ભડકે બળે છે:

'નભ વચ્ચોવચ રંગીન થાતાં, ગરૂડરાજની પાંખ સમું,
ઘડીક સુભગ એ બન્યું, નવાઇ ન, એ દશા જો ના જ ટકી!'

જ્યારે એ તેજ બ્રહ્મવિલીન થઇ ગયું ને શરીરની ઉત્તરક્રિયા જ કરવાની રહી ત્યારે સુરતની ગુણિયલ પ્રજાએ જે પ્રેમાવેશથી સદ્ગતને માન આપ્યું છે તે પ્રશંસનીય ગણાય. બધા અધ્યાપકો, સંખ્યાબંધ વિદ્યાર્થીઓથી આખી નાગર શેરી ભરાઇ ગઇ હતી; બધાં નયનો સજળ હતાં; ત્યારે ગજેંદ્રના વૃદ્ધ પિતા ઉન્માદમાં લવતા હતા—'એનો બાપ આજ ક્રિયાવર કરે છે,' લોકપ્રિય પ્રિન્સિપાલ ગાડગીલ તથા ગજેંદ્રના

અંગત મિત્રો પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી પ્રો. કમળાશંકર ત્રિવેદી, પ્રો. પાઠકજી વગેરેએ જે પ્રશસ્તિઓ કરી છે તે ઉભયપક્ષને માટે માન ઉપજાવે છે. અધ્યાપકો વિદ્યાર્થીઓ જુના સ્નેહીઓ તથા સાર્વજનિક સોસાયટી અત્યારે સદ્‌ગતને યોગ્ય સ્મારક કરે છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે.

(૨)

"I thought of Chatterton, the marvellous boy,
The sleepless soul that perished in his pride".
(Wordsworth)

ગજેંદ્ર જીવ્યા હત તો? કેટલુંક લોકો માનશે; પણ તેમના નિકટ પરિચય વિનાના લોકો કેટલુંક કેમ માનશે? અને અત્યારના ગુજરાતી સાક્ષરો તરફ દૃષ્ટિ નાખતાં આપણને લાગ્યા વિના નથી રહેતું કે લાંબા આયુષ્ય છતાં, કેટલાક સાક્ષરોની ઉજમાળી ઉષાઓ મધ્યાહ્ને પ્રકાશી શકી નથી; મેઘાડંબર તેને છાઇ રહ્યો છે. ભાવિનાં ગર્ભદ્વાર કોણ ખોલી શકે? પડદા પાછળ જોવામાં કદાચ સાત્વિક આનંદ પણ ના હોય! તો પણ આશાના કિલ્લા કોણ નથી બાંધતું? પ્રો. બ્રેડિલએ લખ્યું છે કે– "માર્લો જો જીવ્યો હત તો શું નું શું ય કરત!" બાયરન, શેલિ, કિટસ વગેરે પણ અકાળે જ આથમી ગયા ને? શ્રી શંકરાચાર્ય ને ક્રાઇસ્ટ જેવા– સૂર્યચંદ્ર ઉપર કંઇક ભાષ્યો લખાયાં છે; પણ આવા નાનકડા તારાઓની ભાગ્યરેખા વિચિત્ર હોય છે. કોઇક ખગોળ શાસ્ત્રી સૂક્ષ્મ દૃષ્ટિથી પ્રકાશ પારખે, મોહ પામે ને જગતને તે તેજ ઝીલવાનું આમંત્રણ કરે ને તેવામાં જ તે તારો અસ્ત થઇ જાય તો પછી એના ગુણોની ગણના કોણ કરી શકે?

બાયરન ને શેલીનાં જીવન ત્રીસ વર્ષની આસપાસ છે; રણજીતરામ, વિભાકર ને રતિપતિરામનાં પણ પ્રમાણમાં કંઇક વિશેષ છે. આથી ગજેંદ્ર મને એક દૃષ્ટિથી ચૅટરટનનું સ્મરણ કરાવે છે; અને બીજી રીતે કિટસ અને કલાપીનાં ચિત્રો દૃષ્ટિમાં રમે છે. ચૅટરટન તો વીસ વર્ષમાં જ સંસારથી રિસાઇ ગયો એનું નાનકડું પણ સ્વાશ્રયી જીવન બળ ને

પ્રેરણાથી ભરેલું છે. એના ઉરમાં કેટલીક જ્વાલાઓ જલતી હતી; તેમને એણે સંયમમાં રાખેલી છતાં તેમાં જ એનું જીવન અકાળે ખાખ થઇ ગયું! કલાપી ને કિટ્સે પણ પચ્ચીસ વર્ષે જીવનકળા સંકેલી લીધી. જેમ એમની પંચ રસેંદ્રિયો સદા સતેજ રહેતી ને શબ્દરૂપ, રસ, ગન્ધ, સ્પર્શ એમના દિલને મથી નાખતાં, તેમ ઘણે અંશે ગજેંદ્રના રસિક આત્માને પણ થતું હતું. આ ત્રણેમાં માનવ ને કુદરતી સૌંદર્ય માટે ઉંડી અકથ્ય પિપાસા છે જે કોઇવાર દર્દનું સ્વરૂપ લઇ લે છે. ભાવના આલેખનમાં આવેગ–Passion–તરી આવે છે. કવિ તરીકે આમ તેમનામાં કલાપી ને કિટસના કવનની ઉંડી છાયા મને લાગે છે.

એમના ટુંકા અક્ષરદેહને કોણે શું શું દીધું? તેઓ બી. એ. ના વર્ગમાં હતા ત્યારે અમે 'Golden Treasury BK. IV' સાથે વાંચતા. મને યાદ છે કે શૅલિ ને કિટસ તેમને અતિશય પ્રિય બનેલા. બીજા કવિઓ તેમને પ્રસંગે ગમતા; પણ શૅલિના જીવન ને કવન ઉપર વારી જતા. થોડા જ અનુવાદો સિવાય પણ આ કવિ તથા કિટસની અસર, સૂક્ષ્મરીતે જોતાં, સ્થળે સ્થળે સ્પષ્ટ દેખાશે. વાતચીતમાં કે વિદ્યાલયમાં આ બન્ને કવિઉરનાં ગર્ભદ્વાર જાણે કોઇકવાર ખોલી નાખતાં! શેક્સપિયર પણ અમે સાથે વાંચતા ત્યારથી જ હું જોઇ શકેલો કે માનવજાતનો સર્વદેશીય અભ્યાસ કરવાની તેમની શક્તિને આથી ઘણું પોષણ મળતું. નર્મ તથા મર્મ ઉભયમાં કલાના શિખરે કેમ પહોંચાય તેનું તે મનન કરતા; એમના સુરતના વિદ્યાર્થીઓ પણ સાક્ષી પૂરશે. ઉપરાંત, ડિ કિવન્સિ અમે વાંચતા ત્યારે નાનકડી નાયકા ઍનની ઉપકથાથી તેઓ કેવા મંત્ર મુગ્ધ થયા હતા તે મને યાદ છે. આની વાત કરતાં પણ કોઇવાર નયન સજળ થતાં ને હૃદય હંમેશ આર્દ્ર બનતું, એ સાહિત્યકારની લાક્ષણિક શક્તિઓ માટે તેમને અપૂર્વ માન હતું. અપ્રસ્તુત પ્રશંસા ને અન્યોક્તિમાં શિષ્ટ અનુકરણ કરવા તેમની તીવ્ર ઇચ્છા રહેતી અને પ્રયાસો પણ કરતા.

સંસ્કૃત સાહિત્યમાં કાળિદાસ ને ભવભૂતિ બંને તરફ અભિરૂચિ

હોવા છતાં, ભવભૂતિ માટે તેમનો પ્રેમ માત્ર જોશીસાહેબથી જ ઉતરે તેવો હતો एको रसः करुण एव। એવી તેમની પણ માન્યતા હતી, ઉત્તર-રામના ઘણા ખરા શ્લોકો તેમને જીવ્હાગ્રે હતા. ઉપરાંત, અલંકારશાસ્ત્રમાં તેઓ શાસ્ત્રીય જ્ઞાન સાથે વિલક્ષણ પ્રકારનો રસ લેતા. સાથે વેદાંતનાં તત્ત્વો ઉપર પણ કાબુ મેળવ્યો હતો. આમ, કાવ્ય–અલંકાર ને વેદાંતનો ત્રિવેણીસંગમ જેટલો વિરલ તેટલો જ સુંદર તેમનામાં લાગતો.

ગુજરાતી સહિત્યનો પરિચય કંઈક મોડો થયેલો. પ્રકૃતિને અનુકૂળ કલાપીનો યોગ સ્વાભાવિક રીતે પ્રથમ જ થયો. રાજકવિના ઉરના એકાંતોમાં તેમને સમભાવ યુક્ત રસ પડતો. સ્ત્રી તરફનો કોમળભાવ ને બહુમાન–સ્ત્રૈણ પણ કલાપીએ કંઈક પોષેલું. 'રોવાનું' તેમને પણ ઘણીવાર મન થઈ આવતું. રૂદનની ફિલસુફી ગહન ને મનહર ભાસતી. ગજાભાઈના કવિજીવનનું દોહન કરતાં કલાપી પ્રથમ સ્થાન ભોગવતા લાગે છે. પરંતુ, વિકાસ થતાં કાન્તના ભાવોની ગહનતા, આલેખનની કલા, તથા ભાષાની કમનીયતા તેમને ગમી ગયાં. ટુંકા પરિચયમાં જે તત્ત્વો તેમણે ઝીલ્યાં છે તે અભ્યાસી તરત પારખી શકશે. અને કવિ ન્હાનાલાલનો પારસમણિ કયા ઉગતા કવિનાં અંતર સ્પર્શી કાંચનયુક્ત નથી કરતો? કલ્પનાનાં ઉડ્ડયનો, ભાવનાનાં પૂર, અનંત ગંભીર સૂચનો ને શબ્દચમત્કૃતિથી ગજાભાઈ અજબરીતે મુગ્ધ થયેલા; પરિણામે, તેમનાં સુરતનાં કાવ્યોમાં નવું જ તેજ ચળકતું લાગે છે. લલિતજી ગોંડળના જ હોવાથી તેમની તરફ મૂળથી જ આકર્ષણ હતું તે સમય જતાં વિકાસ પામેલું; તેમની પાસેથી લલિત લાગણીઓ લડાવતાં પણ કંઈક શીખ્યા હતા. રા. નરસિંહ-રાવભાઈએ કેટલાંક જાણીતાં ઈંગ્રેજી કાવ્યોનો રમણીય અનુવાદ કર્યો છે; તેમની અસર પણ પ્રસંગે જણાય છે. ગોવર્ધનરામભાઈની કેટલીક પંક્તિઓ તેમને કંઠસ્થ હતી ને કેટલાક 'સરસ્વતીચંદ્ર'ના પ્રસંગો તેમની સમક્ષ રમતા. આ સિવાય બીજા કોઈ ગદ્ય લેખકની અસર ભાગ્યે જ દેખાય છે. છેવટ, કાઠિયાવાડનાં અણમોલ ગામડિયાંના સરલ, પ્રેમી ને

ઘેલાં ગૃહજીવન કવનાર પ્રસાદી કવિ ખોટાદકરનાં ગેય કાવ્યો ગજાભાઇને એટલાં દિલસ્પર્શી લાગેલાં કે 'રાસતરંગિણી'માંથી કેટલાંક વારે વારે લલકારતા ને ધૂન મચાવતા. એ કાઠિયાવાડની સંસ્કૃતિને ગૃહજીવનની મોહિની Romance–તથા સરલ સુંદર ભાષા પ્રવાહ પોતાના કાવ્ય-સાહિત્યમાં ઉતારવા હંમેશ હોંશ ધરાવતા.

આ સહુ વિવિધ સામગ્રીનું પૃથક્કરણ કાવ્યે કાવ્ય લઇને કરવાનો આ પ્રસંગ નથી; અને કાવ્યપુષ્પનો પરાગ પામવાની પણ એ રીત નથી; છતાં, રસિક અભ્યાસીને તત્ત્વોનું દોહન કરવું એ સ્વાભાવિક લાગશે. પ્રશ્ન એ થાય છે કે ગજાભાઇના પચ્ચીસ વર્ષના આયુષ્યના સાહિત્ય મંથનનું નવનીત શું? તેમણે રંક ગુજરાતને શો વારસો દીધો? અતિ નિકટનો પરિચય હોવાથી ને ઘા હજી તાજો હોવાથી કદાચ હું તેમને કેવળ પ્રેમભાવથી જ જોતો હોઉં. આથી સદ્‌ગતને સંપૂર્ણ ન્યાય કરવાનું આપણે ગુજરાતના સુજ્ઞ વિવેચકોને જ સોંપીએ તો અયોગ્ય ના ગણાય. હકીકત એ છે કે સાહિત્યમાં કશી લાગવગ કે ભલામણ લાંબો સમય ચાલતી નથી. શિષ્ટ સાહિત્યમાં ક્યાં કાવ્યો ને લેખોને કેવુંક સ્થાન મળશે તે તો ઇતિહાસ દસકામાં જ ચાળી નાખશે, છતાં સહજ પક્ષપાતથી લખાઇ જાય છે કે ગુજરાત મગરૂબ થાય તેવી નાનકડી કૃતિઓમાં ગજાભાઇનાં કેટલાંક કાવ્યો જરૂર અંકાશે. બધા કવિઓમાં કાન્તનું એ મને વારે વારે સ્મરણ કરાવે છે. જો કે એની વાડીમાં 'વસંતવિજય' કે 'દેવયાની' ની ફોરમ ફોરી રહી નથી; તો પણ 'હંસગાન', 'દેવહુમા', 'ગિરનારની યાત્રા', 'કવિને', 'સંભારણા' ને 'પચ્ચીસ વર્ષે' એ કાવ્યો ઉચ્ચ સાહિત્યની કસોટીથી કસતાં પણ સારાં અંકાશે એવી મને ખાત્રી છે. આ ફૂલડામાં રૂપ, રંગ ને મોહિની તો છે જ; પણ ઉરની ફોરમ ના હોત તો? સર્વમાં પ્રસાદ છે. નાનકડી એક વસ્તુને સુંદર અને આકર્ષક સ્વરૂપમાં મૂકવાની તેમની વિરલ શક્તિ જોવી હોય તો 'કબૂતરના કડકા' માં જડશે. તેમની શીઘ્ર કવિતાનો ચમત્કાર તો સારી ગુજરાત

જાણે છેઃ સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ અમે ભાવનગરને આંગણે ભરી ત્યારે મેદની ખુબ જામી હતી ને દિવાનબહાદૂર કેશવલાલભાઇએ પોતાના લાક્ષણિક લાલિત્યથી ચોથી પંક્તિ–'એની ભાન વિનાની ચાલ નિરખી ચંદ્રે ચુક્યો ચાતુરી'—ઉપર રસિકડું ભાષ્ય રચ્યું ને ઉત્તમોત્તમ પાદપૂર્તિ માટે ઇનામ જાહેર થયું. રસસમાધિ જામી ને તત્કાળ કેટલાએ શ્લોકો લખાયા તેમાં સૌ. જયમનબ્હેન પાઠકજી તથા પ્રો. ગજેંદ્ર બુચના સરખા સુંદર ને શ્રેષ્ઠપદે અંકાયા હતા. આ રહી તે સૂચક ને સફળ પાદપૂર્તિઃ—

"આવ્યો એ રસરાજ કે અજબ કૈં આકર્ષણે ઉભરી,
કાન્તા કૌમુદીમાં ય કાન્તમિલને એ બ્હાવરી નીસરી;
દોડે જેમ ચકોરી ચંદ્ર છૂપતાં વ્યોમે ભમે આતુરી—
એની ભાન વિનાની ચાલ નિરખી ચંદ્રે ચુકયો ચાતુરી."

તેમના ઘણા પત્રોમાં પણ કાવ્યસ્રોત સ્વચ્છંદ વહેતો. રા. ભાઇ મંજુલાલ મજમુદારને એમણે લખેલુંઃ—"એ સ્વપ્ન પણ ગયું, અને આપણે સાથે ગાળેલા (મારે ત્યાં ભાવ૰ પરિ૰ સમયે) એ દિવસો પણ ગયા. કવિહૃદયને કાવ્યની ભાષામાં કહું?

પ્રભાતે કો આછું, સુખદ સપનું સ્હેજ ઝળકી,
ખીલ્યું ના ખીલ્યું ત્યાં, દઇ રસતણી એક ચટકી,
જતાં ઉડી, રે'તી દુઃખદ પણ એ યાદ મધુરી—
તરે એવી આજે ગત સમયની લ્હાણ અધુરી.

કાવ્યમાં દોષ ન કાઢતા; હું કંઇ રૂઢ કવિ નથી".

વિવિધ પ્રકારનાં આ સર્વ કાવ્યોમાં કલ્પનાનું તેજ, ભાવની ગહનતા તથા ભાષાની મર્માળી મિઠાશ આપણું દિલ હરી લે છે. પ્રેરણા છે ને સાથે આત્મનિયમન છે; વિદ્વત્તા સાથે સંસ્કાર છે. આ સુયોગ વિરલ છે ને પ્રભુકૃપાનું ફળ છે. પ્રતિભાના ચમકારા વિચારણાને આલેખન-

શક્તિ બંનેમાં પ્રસંગે ઝળકે છે. આપણા સાહિત્યની સર્વાંગ સુંદર પંક્તિઓ સાથે ઠીક ઠીક ટકી શકે તેવાં અવતરણો કરી શકાય. અમર નહિ તો ચિરંજીવ પંક્તિઓ તો સમભાવથી વાંચતાં એકંદર સારા પ્રમાણમાં જડશે. તેવા પ્રસંગોમાં કલ્પનાને આવેશનું એકીકરણ પણ ચિત્ત હરી લે છે. ચિંતનશીલ અભ્યાસીને કાવ્યો રંગપ્રધાન–Romantic–સવિશેષ જણાશે.

આવા અસ્ત થયેલા તારાનો પ્રકાશ સંભારી કદરદાન ગુજરાત એ અશ્રુ કાં ના સારે? ગદ્ય લેખક તરીકે તેમની શક્તિઓ ક્રમે ક્રમે બહાર આવતી હતી–હજી તેઓ ગદ્ય સાથે કેવળ રમત જ કરતા હતા. હાસ્યયુક્ત ને કટાક્ષયુક્ત વક્રોક્તિ ને અન્યોક્તિ દ્વારા મધુર મરકલડાં કરતા હતા તેવા તેવામાં જ કાળાન્ત વિંઝતી પાંખે તેમને સુંઝવી નાખ્યા. તેઓ ઘણા પ્રસંગે ચૉસર તથા ઍડિસનનું સ્મરણ કરાવે છે. એમનું ચંદ્રલોકનું ભાષણ તો શ્રોતાજનો કહે છે કે સુરતના રસસાહિત્યના ઇતિહાસમાં અનેરૂં જ હતું. તેની પ્રગટ થતી ટુંકી નોંધ એ ભવ્યતા અને એ રસોન્માદનો ભાગ્યે જ પૂરો ખ્યાલ આપશે! ગદ્ય લેખોમાં બુદ્ધિનું તેજ આપણને આંજી નાંખતું લાગે છે. ભાવોની સુકુમારતા કરતાં વિજળી જેવી માનસિક ચપળતા આપણું એકદમ ધ્યાન ખેંચે છે. શરૂઆતના પ્રયાસો હોવાથી સહુ સરખા સારા ન જ હોઇ શકે; પણ આવી જેની શરૂઆત હોય તેની ભાવિ સંપૂર્ણ સુંદરતા, આપણી કલ્પનાને રમણે ચઢાવે છે. અને એમના પત્રો? જેમને એમની સાથે પત્ર વ્યવહારનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું હશે તેઓ જાણે છે કે એ પત્રો નવી જ ભાત પાડે છે. પત્રો અંગત સંબંધને ઉદ્દેશીને જ લખાયલા આત્મલક્ષી હોવાથી, સામાન્ય માણસને બીજાના પત્રોમાં બહુ રસ ન જ હોય તે સ્વાભાવિક છે; છતાં ઇંગ્રેજી ભાષામાં પત્રવ્યવહારનો વિકાસ જે જાણે છે તે સમજી શકશે કે પત્રો સાહિત્યક, સામાજીક, આર્થિક, રાજ્યદ્વારી વગેરે અનેક વર્તમાન જીવનના પ્રશ્નો છેડે છે અને આગળ જતાં ભૂતકાળના પડદા ઉપાડે છે. જે ચૂંટણી અમારી ઉપરના તથા સ્નેહીમંડળ ઉપરના પત્રોમાંથી રજુ કરી

છે તે વિવિધ દૃષ્ટિથી આકર્ષક લાગશે. તેમના અક્ષરો મોતીના દાણા જેવા હતા. એક પણ ડાઘ ના મળે. નરી સુંદરતા ને પ્રસંગે ભવ્યતા ચમકે છે. અંદર અંતરનાં દ્વાર તેઓ ઘણીવાર ખોલતા; પરંતુ બધા ભાગમાં સહુને સરખો રસ ન જ હોઇ શકે. તેમના પત્રોમાં પણ કાવ્યના ઉભરા સ્વયંભૂ સ્ફુરતા ને મન રંજીત કરતા. કલાપીના પત્રો કરતાં વિશેષ વિવિધતા ને બુદ્ધિવિલાસ પ્રસંગે દેખાયા વિના નહિ રહે; પણ સરખામણીઓ ઘણીવાર અરૂચિકર લાગે છે.

ગજાભાઇનાં ઇંગ્રેજી કાવ્યો ને લેખો વિષે એક નોંધ લેવી યોગ્ય છે કે તેમાંનું એક કાવ્ય કૅમ્બ્રિજમાં પણ પ્રશંસાને પાત્ર ગણાયું હતું. ઇંગ્રેજી લેખો ગુજરાતી લેખો ને પત્રોની લાક્ષણિક ખૂબીઓ ને ખામીઓ યુક્ત જણાશે, નર્મ કટાક્ષ, ગમ્મત સાથે જ્ઞાન ને સરલતા સાથે શુભ સંસ્કાર ને સર્વત્ર પ્રસરતી બુદ્ધિના બાગની સુવાસ અનેરો આનંદ આપે છે.

આ સ્વલ્પ અક્ષરદેહમાં જે સુંદર લાગ્યું છે તે આ પુસ્તકમાં સંઘર્યું છે. વર્ષો પછી પ્રતિભાનો ચમત્કાર દેખાડત—મહાકાવ્યો યોજત, નવલકથાઓ લખત ને વિદ્વતાયુક્ત પુસ્તકોનો પ્રકાશ કરત—એ દઢતાથી કહેવામાં કેવું સાહસ રહેલું છે તે હું સમજું છું કાન્ત, લલિતજી ને "બંધુ-સમાજ"ની કૃતિયો ને મનહર શકયતાઓનું અંતર કોણ માપી શકે? વિધિની અગમ્ય ઘટના કોણ નથી માનતું? છેવટમાં સદ્‌ગતે કહેલું. 'પરમસુખ! એક મહાકાવ્ય મનમાં ઘુંટું છું—તેને અનુકૂળ છંદ શોધું છું' ઋગ્વેદયુગ ઉપર સ્વતંત્ર ભાષ્ય રચવાના તેમના કોડ પણ અપૂર્ણ રહી ગયા.

ભાવની ગહનતા તથા ભાષાના પ્રસાદ વડે તેઓ કાન્તની કમની-યતાની આગાહી આપતા; અને બીજી દૃષ્ટિથી વિદ્વત્તા, સંસ્કાર ને લેખન પ્રભાવમાં તેઓ આનંદશંકરભાઇનો સંવાદી સુયોગ સાધશે એમ હું માનતો. નર્મ હાસ્યસાહિત્યમાં કદાચ તેમનું સ્થાન અગ્રગણ્ય લેખાત! આ સહુ થાત ને બનત વિષે લોકો શંકાશીલ રહે એ સ્વાભાવિક છે. પરંતુ આ પુસ્તક પચ્ચીસ વર્ષના ટુંકા આયુષ્યનું અને ચારેક વર્ષના સાહિત્ય

જીવનનું નવનીત છે એ તો હકીકત છે; અને રસજ્ઞ ગુજરાત તેને સંપૂર્ણ પ્રેમભાવથી વધાવી લેશે એવી મને શ્રદ્ધા છે.

આટલી નાની ઉમ્મરમાં આવો સંવાદી વિકાસ બીજો મારા જાણવામાં નથી. વિદ્યાર્થી તરીકે, અધ્યાપક તરીકે, સ્નેહી કે મિત્ર તરીકે, વિવાહશાસ્ત્રી, કવિ, વક્તા ને ગુજરાતી તથા ઇંગ્રેજી લેખક તરીકે વિવિધ વિસંવાદી તત્ત્વો ઉપર વિજય પ્રાપ્ત કરી, મધુર સુરિલો મેળ જે એમણે જીવન ને કવનમાં રચ્યો છે તેનો જોટો ગુજરાતમાં નથી. મિત્રમંડળની સામાન્ય બેઠકમાં પણ તેમનો વાગવિભવ, હાજરજવાબી ને બેફ્રી મશ્કરી હંમેશ રસકલ્લોલ જમાવતાં અર્વાચીન યુગનો વિચાર કરતાં, વડિલો સાથે એ વિષય ચર્ચતાં સમજાય છે કે જૂનાગઢના, સુંદર ટુંકી વાર્તાઓના લેખક 'મલયાનિલ', 'કુમુદનું સ્વપ્ન' રચનાર બાળારાવ, 'અરૂણોદય' ના તંત્રી જયંતિલાલ દેસાઇ તથા સ્ત્રીરત્નોમાં સૌ. વિજયાલક્ષ્મી, સૌ. સુમતિ, સૌ. કનુબ્હેન તથા સૌ. ચૈતન્યબાળા વગેરેમાં કંઇ કંઇક અનેરી ખુબીઓ ભરેલી છે; અને આ અણવિકસ્યાં કુસુમો માટે જીવ બળ્યાં જ કરવાનો; છતાં ગજાભાઇ જેવો અલ્પસમયમાં આવો સર્વાંગસુંદર વિકાસ જડવો મુશ્કેલ છે. પરીક્ષાની સામાન્ય દૃષ્ટિ બાજુ રાખીએ તો તો હજી વધારે માન તેમને માટે ઉત્પન્ન થાય છે. નિરંતર, વિદ્વત્તા કરતાં સંસ્કાર ને રસિકતા સવિશેષ તરી આવતાં મને લાગતાં. આવો મોહક ત્રિવેણી-સંગમ પૂર્વના પુણ્યોના વિપાક રૂપે જ હું તો માનતો. સર્વદેશીય વિકાસ મને એમનો લાગતો નાનામાં નાની ગૃહકલાથી માંડીને ઉંચામાં ઉંચાં કુદરત, સાહિત્ય ને લલિતકલાનાં શિખર સુધી તેમની દૃષ્ટિ અદ્‌ભુત રીતે પહોંચતી. આવી અનેકદેશિયતા –Versatility–મેં જોઇ નથી...... અત્યારના ઉગતા કવિઓ અને સ્વતંત્ર લેખકો—રા. કેશવ હ. શેઠ ને રા. દેસળજી પરમાર ને રા. ધૂમકેતુ વગેરે–સાથે કશી સરખામણી કરવી યોગ્ય લાગતી નથી; બાકી એ તો ઇતિહાસસિદ્ધ નિરુપ છે કે સમય જતાં જે શિષ્ટ હશે તે જીવશે, ગુજરાતનું એ મહા કમભાગ્ય છે એના સાહિત્યઉદ્યાનમાંથી કેટલાં ય મનહર જીવનપુષ્પો અકાળે ખરી જાય છે!

(૩)

"On the earth the broken arcs, in the heaven the perfect round" R. Browning.

આમ સદ્‌ગતનાં જીવન અને કવન ઓતપ્રોત થતાં આપણે જોઇએ છીએ: તેમની લાક્ષણિક ખૂબીઓ અને ખામીઓનું સામ્ય છે એમના જીવનનો વિચાર કરતાં શેલીનું આત્મવૃત્તાંત તરત જ નયનોમાં રમે છે:

'A pard-like spirit beautiful and swift—
A Love in desolation masked'

અને આ શાર્દૂલનું પ્રભાવબળ તેમની કલમમાં પણ વિલસે છે; સાથે અંતરની ઓળખાણ પડતાં જે ગર્ભિત દર્દ રહેલું છે, તેનું પણ આપણને ભાન થાય છે......સમગ્ર વિચાર કરતાં કંઇક સુરમ્ય દુઃખદ ચિત્રોનો સાક્ષાત્કાર થાય છે: કમલિનીનો અદ્‌ભુત વિકાસ જોઇ કોણ નથી રાચતું? છતાં તેનો દિવાકર જતાં મ્લાન પણ સહજમાં જ થાય છે! વસંતમાં કોયલનો એક જ મદલોલ ટહૂકો બધું વાતાવરણ સંગીતમય બનાવે છે; બીજની ઈંદુલેખા થોડા જ અંશો હોવા છતાં પૂજ્ય ને રમણીય બને છે. નાનકડો સ્ફટિકનો પાસો ખેલવનારનું મન મુગ્ધ કરે છે. મયૂરની કલા કોઇવાર અલ્પ વિકાસવાળી જ દેખાય છે, છતાં તેનો સુરમ્ય ઘાટિલો દેખાવ અને હેરત પમાડતા રંગો ચિત્ત હરી લે છે. ઈંદ્રધનુષ્યની ખંડિત આકૃતિઓ જોવાના પ્રસંગ આવતાં માનવ ઉરમાં ભરતી ચઢે છે. ગજેંદ્રના જીવન અને કવનનાં પણ આવાં ભારોભાર સૌંદર્ય ને મોહિની ભરેલાં કદાચ લાગશે. આથી સ્વાભાવિક રીતે જ પેલો સનાતન પ્રાણરૂંધતો પ્રશ્ન પૂછાઇ જવાય છે: 'જોવું, રોવું સૌંદર્ય એવું કાં કર્યું રે લોલ?'

શાંતિથી વિચાર કરવાની સૂઝ રહેતી નથી. ટેનિસનને અસંત શોક ને નિરાશામાંથી આશા ને શાંતિનો જન્મ ક્રમે ક્રમે થયો હતો. રા. નર·

સિંહરાવભાઇની પણ તેજ દશા પોતાના પ્રિય પુત્ર માટે થઇ હતી. અત્યંત શોકના આવેશમાં માણસને સર્વ જીર્ણારણ્ય જેવું લાગે છે. કશો રસકસ કંઇ પણ દેખાતો નથી. સમય જતાં કંઇક શાંતિ મળે છે; અને તત્ત્વજ્ઞાન, ડહાપણ ને ધાર્મિક રહસ્યો સ્ફૂરે છે; આથી જીવ ને શિવના સંબંધો સરળ બને છે. ઋણાનુબંધના ભેદ ખુલે છે; અંતમાં અનંત કાળગંગાને કાંઠડે પ્રિયજનને તેવી કોઇ વિરલ ક્ષણમાં ચિરકાળના પડદા ચીરાતાં, સનાતન સત્ય સ્ફૂરે છે કેઃ—

'મર્ત્ય જીવન તો ખરે માત્ર પૂર્વાલાપ છે;
પૂર્ણ ગીતસમાધિ તો પરકાલસંગીતે વસે.'

('સ્મરણ સંહિતા'.)

રા. કવિ અત્યારે, વનનાં આમંત્રણ આવતાં આયુષ્યની મ્હોરી અમરાઇઓ શોધે છેઃ પરંતુ દુનિયાફેરેલો પરિમલ તેમને કંઇ જડતો નથી એ કવિઉરની કરૂણમાં કરૂણકથની છે. પ્રશ્ન થાય છે કે અમરાઇઓ કેટલીકની સાચે જ મ્હોરે છે? ઉંડી દષ્ટિ નાખતાં જણાય છે કે ઘણાના જીવન કે કવનમાં વસંતાવતાર ભાગ્યે જ હોય છે; કેટલાકમાં ઘણા સમયે તેવી વિરલ ક્ષણ આવે છે; અને પ્રતિભાસંપન્ન કોઇ યુવાન આશાવેલડી લુમે ને ઝુમે, પુષ્પવતી અને ત્યાંનો અશનીપાત થતાં સંસારને દર્દથી ભરે છે. કવિકુલની સૃજનજૂની અશ્રુકથાથી કોણ અનભિદી છે! સ્વ. ગજેંદ્રની મર્મસ્પર્શી ચિરંજીવી પંક્તિઓમાંઃ—('કવિને')

'વીજ સમા તુજ વેગ અને જો, કુસુમ સમી તુજ કાય;
શુદ્ધ સુવર્ણ વિના સિંહણના, દૂધ નહીં જીરવાય.

તારા શુદ્ધ સનાતન પંથ હો! તારા યુગ યુગ લે આદેશ.

ઝળહળતી તુજ જીવનજ્યોતિ, જન નયનો અંજાય;
વ્હેંત થકી મહાકાય મપાયે, કરૂણકથા જગમાંય.'

**તારા૦**

—:○:○:—

# ગજેન્દ્રકૃતિ

## કાવ્ય વિભાગ

### ૧. પચ્ચીસ વર્ષે.

પચ્ચીસ વર્ષ મુજ પાંખ લઈ પળ્યાં ને  
પૂરાં થયાં રસપ્રભાત પ્રયાણ કેરાં;  
આથી રહી જીવનની અભિરામ સંધ્યા,  
મધ્યાહ્નના શિર પરે તડકા તપ્યા આ. ૧

બાલ્યા ગઇ, ગઇ સહુ દિલની ગુલાબી,  
રંગો ઉડયા અવનવા મુજ નેનમાંથી;  
સૌંદર્ય ક્યાં સકળ વિશ્વ તણાં સમાયાં?  
ને માનવી જીવનની મૃદુતા ગઇ ક્યાં? ૨

માથે હતી શીતળ છાંયડી સ્નેહ કેરી,  
ને ખેલતો વિવિધ ખેલ અનંત ખોળે;  
હાસ્યો હતાં મુખ પરે ઉજળી ઉષા શાં,  
અજ્ઞાનનાં ફૂલ ગુલાબ તણાં બીજાનાં. ૩

કે સ્વર્ગનાં સ્મરણ એ સઘળાં હશે શું?  
ના, ના, હવે સ્મરણમાં અમથો વિમાસું;  
એ તો હશે પરમ સુંદર એક સ્વપ્ન,  
સાચાં સ્હવાર અમ જીવનનાં ન એવાં; ૪

આવી—યુવા અમરલોકની એક દેવી,
લાવી ઉજાસ ઉડતાં નિજ અંબરોમાં;
એ પાંખના સુસવતા પવનો અડ્યા ત્યાં;
જાણે કંઇ ઝણઝણ્યા ઉરતાર ઝીણું.

એ ચંદ્રિકા કર થકી ઉદધિ ઉછાળે,
એ મોહિની અમર ને અસુરો રમાડે:
એ વીજળી ક્યમ વસે ઉર માનવીને?
એ જાહ્નવી જીરવશે જન કો જટામાં?

સંગીત એ સ્વર મહીં ઉતરે નહિ શું?
શું દેહ બંધ ઉચકે નહિ પુણ્ય પાંખો?
ઝીલ્યાં નહિ જીવનજોસ, ઝરી જતાં ત્યાં-
ર્‌હેશે નહિ અમર યૌવન શું અસારાં?

થાકે થતી શિથિલ જ્યાં અમ પ્રેમ પાંખો,
આંખે ઢળે ક્ષિતિજનાં ઘન બંધનો જ્યાં;
આવી પડ્યાં અધવચે અહીં મર્ત્યલોકે:
કાં ઝંખવું અમરને અમથું અમારે?

એ અબ્ધિવચે જઇ ભરી ભરી અંજલિઓ,
સંતોષવી રસતૃષા ઉર જીંદગીની;
તાપે તપું, તરસ આ વધતી જતી ને:
લાધ્યાં નહિ વિરલ અક્ષય પાત્ર ક્યાં યે.

ભાથાં ભરી સ્મરણ ને શમણાં તણાં હું,
જ્યાં ત્યાં ભમું પથિક આજ ભવાટવીમાં;
મધ્યાહ્ન આ શિર પરે તપતા પ્રચંડ;
લાંબા હશે જીવનપંથ હજુ પડ્યા શું?.

૯-૯-૧૯૨૭.

—:○:—

## ૨. હંસ ગાન.

સૌંદર્યોને તજી વીસરતાં થંભતું એકવાર,
સ્નેહીઓને જગ તજી જતાં ઝંખતું એકવાર;
સંભારીને રૂદન કરવું અન્યને એકવાર–
સંગીતે એ જીવન તજવું હંસને એકવાર. ૧

હશે કો મૃત્યુમાંયે શું વિશ્વસંગીત સ્નેહને?
નહીં તો જીવ રે'સાતાં ગાન તે કેમ નીસરે? ૨

પડ્યો એ પંખાળો મરૂભુમિમહીં માનસરથી,
સુંવાળી કાયાને પ્રિય વિરહની ઝાળ દહતી;
ઢળે ઢીલી ગ્રીવા, અસ–શિથિલ બે પાંખ પસરે,
વળે આંખે ઝાંખી, પણ પ્રણયનાં ચિત્ર ન સરે. ૩

ઉઘાડી ચંચુથી જીવન ઝરતું ગાનમહીં એ,
સુણી થંભે મૃત્યુ, સૂરસરિતને તોડી ન શકે.
અધિકારી જો હો વિહગ– ઉરનાં ગાન ઝીલવાં,
વહી જાશે ડંખે રસ જગતમાં કો અવનવા. ૪

તરે પેલું ઝાંખુ નજર ભરતું દિવ્ય સર જ્યાં,
ગિરિનાં ઉત્સંગે પ્રભુ પ્રકૃતિ બે સાથ વસતાં;
રહી જ્યાં પોપાયો પુનિત રસથી હંસ મરતાં
ભૂલે ક્યાંથી એવી ઉરવતનની ગાઢ મમતા? ૫

દેખતાં પ્રિયભૂમિ એ ફરતી આંખમાંય રે!
ભુતકાળ સહુ એને આજ પ્રત્યક્ષ થાય છે. ૬

ઉડે પુણ્યાત્માશા ધવલ અહીં આ હંસ શિખરે,
અને ગાતાં કેંકારવ મધુરથી માનસ ભરે;
તરે સાથે એના અમૃતશીતળાં પુણ્યજળમાં,
સુખે ગાળે દા'ડા પ્રિયસહિત એ રમ્ય સ્થળમાં. ૭

આવી—યુવા અમરલોકની એક દેવી,
લાવી ઉજાસ ઉડતાં નિજ અંબરોમાં;
એ પાંખના સુસવતા પવનો અડયા ત્યાં;
જાણે કંઇ ઝણઝણ્યા ઉરતાર ઝીણું. ૫

એ ચંદ્રિકા કર થકી ઉદધિ ઉછાળો,
એ મોહિની અમર ને અસુરો રમાડે:
એ વીજળી ક્યમ વસે ઉર માનવીને?
એ જાહ્નવી જીરવશે જન કો જટામાં? ૬

સંગીત એ સ્વર મહીં ઉતરે નહિ શું?
શું દેહ બંધ ઉચકે નહિ પુણ્ય પાંખો?
ઝીલ્યાં નહિ જીવનજોમ, ઝરી જતાં ત્યાં-
રહેશે નહિ અમર યૌવન શું અમારાં? ૭

થાકે થતી શિથિલ જ્યાં અમ પ્રેમ પાંખો,
આંખે ઢળે ક્ષિતિજનાં ઘન બંધનો જ્યાં;
આવી પડયાં અધવચે અહીં મર્ત્યલોકે:
કાં ઝંખવું અમરને અમથું અમારે? ૮

એ અબ્ધિએ જઈ ભરી ભરી અંજલિઓ,
સંતોષવી રસતૃષા ભર જીંદગીની;
તાપે તપું, તરસ આ વધતી જતી ને:
લાધ્યાં નહિ વિરલ અક્ષય પાત્ર ક્યાં યે. ૯

માથાં ભરી સ્મરણ ને શમણાં તણાં હું,
જ્યાં ત્યાં ભમું પથિક આજ ભવાટવીમાં;
મધ્યાહ્ન આ શિર પરે તપતા પ્રચંડ;
લાંબા હશે જીવનપંથ હજી પડયા શું?. ૧૦

૯—૯—૧૯૨૭.

## ૨. હંસ ગાન.

સૌંદર્યને તજી વીસરતાં થંભવું એકવાર,
સ્નેહીઓને જગ તજી જતાં ઝંખવું એકવાર;
સંભારીને રૂદન કરવું અન્યને એકવાર—
સંગીતે એ જીવન તજવું હંસને એકવાર. ૧

હશે કો મૃત્યુમાંયે શું વિશ્વસંગીત સ્નેહને?
નહીં તો જીવ રે'સાતાં ગાન તે કેમ નીસરે? ૨

પડ્યો એ પંખાળો મરૂભૂમિમહીં માનસરથી,
સુંવાળી કાયાને પ્રિય વિરહની ઝાળ દહતી;
ઢળે ઢીલી ગ્રીવા, શ્રમ-શિથિલ બે પાંખ પસરે,
વળે આંખે ઝાંખી, પણ પ્રણયનાં ચિત્ર ન સરે. ૩

ઉઘાડી ચંચુથી જીવન ઝરતું ગાનમહીં એ,
સુણી થંભે મૃત્યુ, સૂરસરિતને તોડી ન શકે.
અધિકારી જો હો વિહગ-ઉરનાં ગાન ઝીલવાં,
વહી જાશે ડંખે રસ જગતમાં કો અવનવા. ૪

તરે પેલું ઝાંખું નજર ભરતું દિવ્ય સર જ્યાં,
ગિરિનાં ઉત્સંગે પ્રભુ પ્રકૃતિ બે સાથ વસતાં;
રહી જ્યાં પોષાયો પુનિત રસથી હંસ મરતાં
ભૂલે ક્યાંથી એવી ઉરવતનની ગાઢ મમતા? ૫

દેખતાં પ્રિયભૂમિ એ ફાટતી આંખમાંય રે!
ભુતકાળ સહુ એને આજ પ્રત્યક્ષ થાય છે. ૬

ઉડે પુણ્યાત્માશા ધવલ અહીં આ હંસ શિખરે,
અને ગાતાં કેંકારવ મધુરથી માનસ ભરે;
તરે સાથે એના અમૃતશીતળાં પુણ્યજળમાં,
સુખે ગાળે દા'ડા પ્રિયસહિત એ રમ્ય સ્થળમાં. ૭

નહિ આહીં કોદી બક ભળી જતા માનસ-સરે,
ન માંસાહારીને ગહન જળનાં મૌક્તિક જરે.
પ્રભુના સંદેશા સમ વિમળ એ મોતીતણી હા!
હવે સાથે ચંચુ ભરી ભરી કદી લ્હાણ પણ ના. ૮

અહીંથી કો જ્યારે જગભ્રમણમાં હંસ સરતો,
પછીથી છો ને ત્યાં જળ તજી દઇ ક્ષીર ધરતો;
છતાંયે એ ટુંકા વિરહ સમયે સ્નેહી ઉરની:
દશા સંભારે ત્યાં ચિર વિરહીને લ્હાય બળતી. ૯

સ્મરતાં સ્નેહના હંસો, હાય! કંઠ સૂકાય છે,
છતાં આ ક્રૂરતા દૈવી! વળી આ શું જણાય છે? ૧૦

ના, ના, બાપુ, નજર કર ના, કેમ વારી શકે ના?
ક્યાંથી વારે જીગર પર જે લોહીથી કોતરેલાં?
શાને કંપે થર થર અરે! કાય ને કંઠ તારો?
મૃત્યુની એ વિરલ ઘડીમાં સ્નેહનો દિવ્ય આરો. ૧૧

કુંળી કાયા અધઉઘડીયા પદ્મશી હંસીની જે,
હંસે લીધી હ્રદયકુંજથી સાથમાં ઉડવાને.
ચાંચે ધારી પ્રણય ઝરતી પદ્મદાંડી ઉભેલી,
કંઠે લેટી અરધી કરડે કોણ, આ સ્નેહઘેલી! ૧૨

ચંચુ ફાટે, સ્વર ત્રુટી જતો, ગાન એ થાય શાંત,
પ્રેમીની યે દહન અવધિનો હશે ક્યાંય અંતઃ
કૈં કૈં હંસો તણી કકડતી આખરી હાય લેતી,
પ્રકૃતિની દઢ નિયમિતા એમની એમ વ્હેતી. ૧૩

ક્યાં એ માનસના હંસો, ક્યાં મરૂભૂમિ-માનવી!
જોશે, મ્હાલશે કદી ગાને, રોશે ના કોળજાં દ્રવી. ૧૪

અશ્રુ-સંગીતની લ્હાણો જગને કેમ ભાવશે?
જીવતાં નહિ જાણ્યું જે, મૃત્યુમાં ક્યમ આવશે? ૧૫

૯-૩-૧૯૨૫.

સહુ એ ઓળંગી બચપણની સીમા ઉભરતી;
યુવાના ઉન્માદો અચિર પણ હા! મોહક અતિ. ૪

કહેશો ના, ભૂલો! હતી સહજ એ દેહ લગની,
કહેશો ના કે એ ક્ષણિક સુખની સ્વલ્પ રજની;
અમારે તો એમાં પુનિત પગલાં પ્રેમ પથમાં;
અમારા આત્માનાં સહચરણ અંકૂર પણ ત્યાં, ૫

સ્ફુરે અંકૂરેથી ક્યમ વિટપ કે સીંકડી લતા,
સરે કોઈ ન્હાનાં ગિરિ ઝરણથી જેમ સરિતા;
વટાવી એ ભૂમિ થનગન થતાં ઉર અમ જ્યાં,
અમે હાવાં દીઠાં પરમ સુખડાં અન્ય પદમાં. ૬

કહેતાં શું લોકો 'અતિપરિચયે સૌ અવગણે',
ન એ પ્રેમી હૈયાં; વય સમયને સ્નેહ ન ગણે.
વધે પ્રીતિ ત્યાં તો ઉભય ઉર વિશ્રંભ વધતો,
ઠરેલાં પ્રેમીનો પ્રણયપથ છે શાંતિ ઝરતો. ૭

વહ્યાં વર્ષો આવાં, વિકસી ફળી એ સ્નેહલતિકા,
પ્રભુએ અર્પી છે અમ ઉપવને એક કલિકા;
અમે એના હાસ્યે રસજીવન સાફલ્ય ગણતાં,
અને એ બાળા શું વીસરી જગને બાલ બનતાં. ૮.

અરે! એના નેત્રો સરલ, ગભિરાં, કૈંક હસતાં,
ભર્યાં ગોરાં અંગો ઉછળી ઉછળી કૈં વિકસતાં;
ફૂટી ક્યાંયે ઝીણી ઝબકી સુખરે દંતકલિકા,
અરે ફૂટ્યા શબ્દો મધુર જરી અસ્પષ્ટ રસીલા. ૯

અકેકા એ શબ્દે જનકજનની અમૃત ઝીલે,
અકેકી ક્રીડાએ જનકજનની ઉર ઉછળે;

વિના આવાં મોંઘા પુનિત ફૂલડાં જીંદગી સૂની,
રહી વાત્સલ્યે તો અવધિ સહુ દાંપત્યસુખની. ૧૦

ન જાણું શું શું છે અમ જીવનના ભાવિ પટમાં,
ન જોવાની ઇચ્છા મૂકયું જીવન આ ઇશ પદમાં;
પરંતુ એ શ્રદ્ધા-અમ ઉણપ સૌ સ્નેહ ભરશે,
ઉજાળી જ્યોતિ એ અમ જીવનને ઉર્ધ્વ વહશે. ૧૧

ઉદાર સ્નેહનાં રશ્મિ સંચરે અવની પરે,
પ્રભુની પુણ્યદૃષ્ટિથી જનતા કાં ન સંચરે? ૧૨

—:○:—

## ૫. "હુંજ જાણું"

જાણે કે હું ઝટ કળી લઉં, ખેલમાં કાં ઉડાવે?
હાસ્યે આંજી નયન મુજ તું અશ્રુઓ કાં છુપાવે?
જાણું, જાણું, તુજ પ્રણયની એ કળા હું જ જાણું,
કહેવાનું જે ઉર રમી રહ્યું ના કહેશે કદી તું. ૧

જાણે કે હું કદર વીસરું, કૈં મિષે નાસતો રહે;
જાણે કે હું સહુ સમ ગણું, સાવ જુદો ઉભો રહે;
જાણું, જાણું, તુજ હૃદયની પ્રેરણા હું જ જાણું,
જાવાને જ્યાં મન વસી રહ્યું નાં જશે ત્યાં કદી તું. ૨

તું ના બોલે, પ્રથમ તુજ છો ને અધિકાર દેખે,
જાણે કે તું સહજ રમતે ભેટ મારી ઉવેખે;
જાણું તોયે તુજ જીવનની ઝંખના હુંજ જાણું-
લેવાને જે દિલ તલસતું ના લહે તે કદી તું. ૩

૩૧-૫-૧૯૨૫. * ટાગોરના 'ગાર્ડનર' માંથી.

—:○:—

## ૬. શરદ પુનમ.

અંતરીક્ષે ઝર્યું આ શું આંસુ કો અપ્સરાતણું?
પ્રિયાની પાંપણોથી વા આત્મા કેરૂં અમી ઝર્યું?–૧

એ તો આજ નભે ભર્યો ભભકથી સૌભાગ્યનો નાથ આ,
સૃષ્ટિનો રસદીવડો શરદનો ઉગ્યો અહીં ચંદ્રમા;
જેનાં નેત્રથી નિર્મળાં અજબ કો જાદુ જગે નીતરે,
એવા ઓ રસના નિધિ! તુજ સુધા શાને ઉદાસી ભરે?–૨

શું કોઇ ઇતિહાસ પૂર્વ દિનના આજે તને સાંભર્યા
તારાં એ ઉજળાં ઉરે અગમના અંધાર આશા ભર્યા?
આત્મા શો ભટકે ભલા જગતના આદિ થકી આમ તું;
બ્રહ્માણ્ડે ભમતાં થઇ શિથિલ ને હાર્યો હવે હામ શું?–૩

કૈં માસો સપના સમા શરદના રાસે રમાડયો તને,
આજે એ રસરાજના વિરહથી શું શાન્ત સૂનો બને?
હાવાં તો રસહેલની રજની એ સૌ આથમી આભથી,
તારા તેજ તિમિર મિશ્ર મુખડે શું એ લખાયું નથી?–૪

ને તારાં પગલાં પડયે પમરતા કો પુણ્ય પ્રાસાદ જ્યાં,
તેનાં યે કવિકલ્પના ભુવન શાં જો ખંડીયેરો પડયાં;
સૂના ધામ, ધરા, અને અમ ઉરો ત્યાં ભૂત શો તું ભમે,
એવું ભાવ વિના ભવે ભટકવું કોને ભલા એ ગમે?–૫

આહીં રેલમછેલ ન્હોય રસની, છે છાંટનો દેશ આ,
આહીં કો કવિ અંતરે કવન તે ઓછાં અધૂરા બધાં;
જોને જ્યાં જનતા ઝીલે જરી જરી આ તેજની અંજલિ
ઉણી એ અવની મહીં ક્યમ કરી તું પૂર્ણ રહેશે ભળી?–૬

કો તુને સ્મીતની સુધા સમજતાં, કો રૂપમાં રાચતાં–
કહે ને, કોણ અનન્ત ઉર્મિ ઉભરે જોઇ તને નાચતાં?

કોઇ સાગર સાંપડે જીવનમાં એ ભાગ્ય તારૂં ભલા,
બાકી અંતરના ઉકેલ જગમાં દીસે બહુ દોહલા.–૭

નકામાં નીર જો વ્હેતાં,નભમાં નીરખી રહું:
વિલાસી કે ઉદાસી તું ? ન જાણું કેમ હું ચહું.–૮

૨૦–૧૦–૨૬.

---

## ૭. વિધુ.

" ભયાનક આ સ્મશાને હું ઉભો બસ જોઇને ઉંચે;
પ્રભુના નામની પોકો મૂકો તો યે મને શું છે ?–૧

પણ જો ભાઇના ભડકા અહીં તાપી વહી જાતી;
ન માનું કો નિયંતાને, હવે બસ વજ્રની છાતી.–૨

અરે! કો સત્ય છે એવું જગતના તાતને પૂછે,
' ખરે આ ખેલ તારા કે નકામી કલ્પના તું છે ?–૩

ગ્રહવાયો વિધુ મારો બીમારીને બિછાને જ્યાં,
સુણાવ્યાં ધ્રૂજતે શ્વાસે પ્રભુ! તુજ નામ કાને ત્યાં.–૪

સદાયે અંધ શ્રદ્ધાથી પ્રભુ! તુજ નામ મેં લીધું;
અરે! પાષાણને પૂજી બધું બરબાદ મેં કીધું.–૫

કહે છે કે જતું રહેતું, હશે જે દેવને ભાવ્યું,
ભલા એ ભાંડુની જોડી વછોડી હાથ શું આવ્યું.–૬

ફરે આ બેનડી વ્હાલી છબેલી બાળકી આજે,
કહું એને કયે મોઢે 'પ્રભુનાં ગાન તું ગાજે'?–૭

અરે રે! તર્ક એ અમથા ઉગે ને આથમે પળમાં,
વિચારોનાં વમળ વચ્ચે ઉભો જોઇ ગહન જળમાં.–૮

ચિતાના તાપ જો શામે, શમે પેલો પ્રભુ તદા,
વિખેરે રાખ ને વાયુ, પ્રભુ યે વિખરે સદા.-૯

જગત જીવન ઉજ્જડ આ મને,
પ્રિય જતાં ઉર અંધ બને, અને
પ્રલય કાળ રચી પ્રભુ આથમે,
અહહ! ભૂત સ્મશાનમહીં ભમે". ૧૦

" હતો પહેલાં તો એ પ્રભુપદ તણું ધ્યાન ધરતો,
હતો એને પ્હેલાં વિધુસમ વિધુ હાસ્ય ઝરતો;
પછીથી પોઢાડયો તરૂણ વયમાં એક દિન ને
હવે તો વેરાને 'વિધુ, વિધુ' કરી આમ વટકે."-૧૧

બતાવી દૂરથી એને કંપતા કાનમાં કહે,
કંઇ આવું જનારાં ને જોતાં એતો ઉભો રહે.-૧૨

કલ્પના કોઇની કુંળી ના કદી કરમાવશો,
ઓ પ્રભુ! ભાવના-ભોળા કોઇને ના ભમાવશો.-૧૩

## ૮. ઉષાનો સંદેશ.

ધીરે ધીરે ઓ બાલ! તંદ્રા વીસારજે—ટેક.

ન્હાની શી નાર પ્રભુ-પાઠવી આવી,
લાવી સંદેશો વિભુનો, સ્વીકારજેઃ—ધીરે-૧

ન્હાનું છે નામ મુજ, ન્હાનું છે જીવન,
તો યે રંગાયું મધુર કૈં પ્રકારે—ધીરે-૨

અંધારે ઉપની હું તેજમાં વિરામતી,
રેલી જગતમાં ચૈતન્યના ઉજાસને—ધીરે-૩

મુજથી ય તુજમાં વિશેષ કૈં પ્રભુ કહે;
ના એ અખંડ જ્યોત સૂની બુઝાવજે—ધીરે-૪

ન્હાનું જીવન કાં ન રસનું તળાવડું.
લીલું, ગંભીર ઠારે જગના સૌ જીવને—ધીરે-૫

ન્હાનું જીવન કાં ન અમૃત બિન્દુ,
ધારે સદાય ગૂઢ શક્તિ સંજીવની—ધીરે-૬

ન્હાનું જીવન કાં ન વિદ્યુત-જ્વાળા,
ઝબકી જતાં ય પણ પ્રેરતી એ મેઘને—ધીરે-૭

ન્હાનું જીવન કાં ન પ્રેમપુષ્પ પાંખડી.
અર્પી પ્રભુને પાદ તોષતી એ ઇશને—ધીરે-૮

લાવી આ પ્રેરણા ઉષા હું પુણ્ય તાતની,
જાગી જગાડી જગતને જીવાડજે,
ધીરે ધીરે આ બાલ!-૯

——:o:——

## ૯. પ્રશ્ન.

હું ના હતો ત્યારે નભે શું સૂર્ય ચંદ્ર નહીં હતા?
શું નીર ના વહતાં નદીનાં, કે ન વાયુ વહ્યા જતા?
ને જાઉં હું તો યે ન શું એ શાંત ચક્ર ફર્યાં કરે?
કહેને સખી, કહેને હવે હું જાઉં તો તું શું કરે?-૧

નો'તાં મળ્યાં ત્યારેય શું ના વિશ્વમાં વસતાં હતાં?
ત્યારેય શું ના સ્નેહીઓના સાથમાં હસતાં હતાં?
'હું' 'તું' થયાં-સાથે રહ્યાં, શું સ્નેહ જીવન સાંભરે?
કહેને સખી, કહેને હવે હું જાઉં તો તું શું કરે?-૨

જે આંખનાં આંસુમહીં મેં તર્પણો મારાં દીઠાં,
જે આંખની કીકી મહીં તેં દર્પણો તારાં દીઠાં,
શું આંખડી મીંચાય તોયે સ્નેહ સ્વપ્નો તરવરે?
કહેને સખી, કહેને હવે હું જાઉં તો તું શું કરે?–૩

જે ફૂલ સાથે સુંઘતા તે સાંજનાં ઉંઘી જતાં,
જે ઝૂલતાં સાથે ઝૂલે તે થાકથી થંભી જતાં,
શું સ્નેહનાં સંભારણાંનાં ભૂત ભાવિને ભરે?
કહેને સખી, કહેને હવે હું જાઉં તો તું શું કરે?–૪

શું ફૂલને અડતાં હવે કો યાતના થડકાવશે?
શું કેશ એ ઉડતાં તને કો કલ્પના ફેરમાવશે?
શું ઝૂલતાં ઝૂલે થડકતાં થંભશે ખાલી, અરે?
કહેને સખી, કહેને હવે હું જાઉં તો તું શું કરે?–૫

જે ચંદની સાથે ઝીલી તે તો સદા ઝરતી હશે,
ઓાછી વધુ–એ તો સમયનાં ઓાટ ને ભરતી હશે;
ને કોઇ વેળા એકલા અંધાર પણ જો આવરે,
કહેને સખી, કહેને હવે હું જાઉં તો તું શું કરે?–૬

જોને જીવનના પૂરમાં કો ઉરને એકાંત શી?
જ્યાં સ્વાર્થના સંબંધ ત્યાં આ સ્નેહ કેરી ભ્રાંત શી?
જે ચંદની દિન ચારની તે શું જીવનભર સાંભરે?
કહેને સખી, કહેને મને હું જાઉં તો તું શું કરે?–૭

૮–૩–૨૭.

## ૧૦. પડતું પંખી

ચોપાસેથી સુસવતીં ભરે ઝાળ લૂની દિગંત,
માળામાં યે બળી જળી રહ્યાં પક્ષીઓ કૈંક ક્લાંત,
ફાટી ચાંચે, વિવશ નયને, હાંફતાં ઉર કંપે-
આ તાપોમાં કુસુમ-કુમળી કાય તે કેમ જંપે? ૧

ત્યાં યે ના જો પ્રખર વનના વાયરા જીરવાતા,
અંતે નીચાં ફફડી પડતાં મૃત્યુમાં કૈંક શાતા.
ના, ના, તારે પથિક! અમથું નીર ના સીંચવાનું,
પંપાળીને ક્ષણભર પછી દૂર તારે જવાનું. ૨

પાળે ના તે ક્ષણિક સુખથી યાતના કાં વધારે?
ના કૈં એથી જીવનભરના તાપથી કો ઉગારે.
ઓછી ઓછી ઘડીક મમતા દાખવ્યેથી વળે શું?
જુદા પંથો, જીવન જુજવાં, ત્યાં નીસાસે વળે શું? ૩

જાણો ના જો ધડક દિલની, નાડ ના હાથ લેશો,
જાણો ના જો દરદ દિલનાં ના દવા કોઈ દેશો;
ધૂમાતાં એ વિહગ-ઉર ના વીંઝશો કોઇ બાપુ!
દાઝેલાં ને શીતળ જળ ના સીંચશો કોઇ બાપુ! ૪

૧૫-૨-૨૬.

---

## ૧૧. દેવહુમા.

દૂર દૂર બધે દોડી મૃગશી દૃગ આ વળે,
ધરાના ઉરમાં જ્યાં ત્યાં ધિકતી સિકતા બળે.
ન મારવાડી મરૂભૂમિ આ કે
ન આરબસ્તાન તણાં રણો આ;

પુરાણ ને પુણ્ય ધ્જીત દેશે;
અનન્ત રેતી સહરાતણી એ.

જાુઠાં જાુઠાં રણો માંહી મૃગનાં જળ તો છળે–
જાદુઇ દેશ આ જાુદો, અદ્ભુતો અહીંયાં સળે.

કરાલ આવા રણમાં પણે શા
દેખાય છે એ ચડતા ધૂમાડા ?
ને આભથી એ ઉતરી પડે કો–
શું સત્ય આ કે કંઇ વ્યર્થ ઓળો ?

જગાવી આગને જાતે, ચાંચથી ખડકી ચિતા,
વીંઝીને પાંખને પંખે ક્ષોભ શા ઝંપલાવતાં ?

કો વૃદ્ધપંખી પડતું મૂકે ત્યાં,
ને ભસ્મ થાતું ભડકે ઘડીમાં;
એ રાખને જો ક્ષણમાં વિખેરી,
ઉઠે અનેરૂં બની બાલપંખી !

ઘડયું શું સાવ સોનાનું, આગમાં ઉજળું થતું !
પસારી પાંખ સોનેરી પંખી આભે ઉડી જતું.

ન દેવ કે દાનવ દેહધારી,
ન કોઇ જાદુગર વેશધારી;
ના નેત્ર કેરી ભ્રમણા દિસે આ–
એ દેવહુમા–કવિ કલ્પના ના.

થાકશે ભટકી જ્યારે, પુણ્ય જ્યોતિ પ્રજાળશે;
અનન્ત ઉડવા કાજે કાયને કો ન બાળશે ?

એ જ્યોત શાની–પૂછશો મને ના,
એ પંખી ક્યાં છે–પૂછશો મને ના,

ને આત્મઘાતી કહી નીંદશો ના,
છે રાહ એ જીવનના જ જુદા.

અસંખ્ય ઉડતાં જ્યાં ત્યાં પતંગો દીપમાં પડે;
કરોડો ગરૂડામાં યે દેવહુમા નહીં જડે.

અનન્ત આરે નિજ આંખ માંડી,
વિશાળ વ્યોમે વિચરે સદા યે;
દેખાય ના દેવહુમા હવે તો,
છે દોષ એ માનવદષ્ટિ કેરો.

હશે જો આંખ જોવાને એનું એ જગમાં વસે,
હજારો વર્ષ પૂર્વે જે હતું તે યે હજુ હશે.

ઇજીપ્તકેરા ઇતિહાસ જેમ,
પુરાણ પાનાં પલટાય તેમ;
અનન્ત ત્યાં યે સહરા સહુમાં,
ને દેહ હોમે કંઇ દેવહુમા.

આત્મસ્નેહી તણી કે એ દેહ–દેહી તણી પ્રથાઃ
આથમ્યા ને ઉગ્યા જેવી દેવહુમા તણી કથા.

૨૫–૩–૨૭.

---

## ૧૨. ગિરનારની યાત્રા.

ક્ષિતિજમાં કંઇ મેઘ સમો રમે,
નજર માંડી જહીં દિનરાત મેં,
અહીં ઉભો પડછંદ પ્હાડ એ–
નમન હો ગરવા ગિરનારને. ૧

ગઢ હજુ ભર ઉંઘમહીં પડયું;<br>
રગ રગે મુજ ચેતન કો ચડયું;<br>
ઉગી ઉષા મુજ આભ-આંગણે,<br>
ગિરિચડાણ ન ઉંધને ગણે. ૨

પ્રહરં આ નહીં પાછલી રાતના,<br>
પ્રહર પુણ્ય, ઉજાસ પ્રભાતના.<br>
ચડી જવું દિન ઉગતાં બહુ,<br>
પ્રખર તાપ શિરે શીદને લઉં? ૩

જીવન-જેમ ચડે જ સ્હવારનાં,<br>
દિન ચડયે ચડવાં વસમાં થતાં.<br>
ચડી જવા ઉગતાં ગિરિરાજ ને;<br>
વીતવવી સ્મરણો મહીં સાંજને. ૪

મેં સ્વપ્નમાં સુંદર આળખ્યો'તો,<br>
ને મોહમાં મેરૂસમો ગણ્યો' તો,<br>
એ અપ્સરા-ક્રીડન-શૈલ ક્યાં, ને;<br>
આ આભને યે ભરતો ગિરિ ક્યાં? ૫

ઉડી જતી કોમળ કલ્પનાઓ,<br>
જોઇ તને રૈવત આંખ સામો;<br>
ક્યાં વ્હેંતીયાં ને મહાકાય ક્યાં આ,<br>
પૂરાય શું માનવ કલ્પનામાં? ૬

પિપીલિકાનાં ગણ જેમ જાય;<br>
અનન્ત લોકો ઉરમાં સમાય;<br>
પાતાલ ભેદે પદ, ઊર્ધ્વ-મૂર્ધા,<br>
વિરાટનાં દર્શન આજ લીધાં. ૭

જો પ્રકૃતિ-તાંડવ-રાસ આહીં;<br>
ને માનવીના ઇતિહાસ આહીં;

આ પથ્થરે પથ્થર પ્રાણવંતો,
આ એક સાક્ષી યુગ કૈં સ્મરન્તો. ૮

પડળ આંખથકી ઉતરી ગયાં,
અમર દર્શન આજ મને થયાં,
પણ પ્રભો ! ચડતાં કયમ ક્ષોભ આ,
જીવન શું મુજથી જીરવાય ના? ૯

અગર શું કંઇ કાળ રટ્યા છતાં
વિરલ યોગ થતાં જન થંભતાં?
ક્ષણિક ક્ષોભ-હવે ખસવું નહિ,
ગિરિ ઉભો-જઇને શમવું તહીં. ૧૦

ચડી જઈશ હવે ભર મોદમાં,
શમીશ હું મુજ માતની ગોદમાં,
ગહન સાદ હવે શ્રવણે પડ્યા,
પરમ ઉન્નત પંથ મને જડ્યા. ૧૧

નજર ઠારતી આ પરંપરા,
પગથીયાં નથી, સ્વર્ગ સીડી આ,
ચડી ગયા અહીં પુણ્યશાળી કો,
સરલ રાહ કરી સદાયના, ૧૨

ઉભા લઇ ડાળી ખસે તળેટીમાં,
પણ પૂછે કો ઉચકી લઇ જવા;
ના, ભાઇ. છે વાર હજી મને તો,
છો ને પછી આખર એજ રસ્તો. ૧૩

ના પાંખ આપી પ્રભુએ છતાં યે,
છે પાય તો પંથ નહીં જણાયે;

ને ભાર માથાં નહીં બાંધવાં ત્યાં:
ફેંકો ને પછી થાક મને નડે શા? ૧૪

મહા પ્રયાણે મુજ સંગ લીધી.
જે એકલીને મુજ સાથી કીધી,
એ દોરનારી દંડ હાથમાં આ;
છે ટંગ ત્યાં તો પગમાં ટગે ના. ૧૫

કલ્લોલતાં પંખી મને વધાવે,
ને વાદળીઓ મુજ સંગ આવે;
ના પુષ્પ આવે પણ આ ફરીને,
ચડું હવે ફાળ ભરી ભરીને. ૧૬

પગ હવે મુજ વેગથી ઉપડે,
પ્રકૃતિનો કેફ ફેર મને ચડે;
અટકું ના વચમાં વિરામ જ્યાં,
ચડી જવું બસ એક તાનમાં. ૧૭

વધી વધી ઘન ધુમ્મસ ઘેરતાં—
ઘડીકમાં ગિરિશૃંગ ગળી જતાં;
ઉઘડતાં વનઘોર ઉંડાણ જ્યાં,
ક્યમ ઉભાય અગાધ આભમાં? ૧૮

અવનીથી કંઈ ઉચ્ચ ભૂમિ કો,
નજર આવરતાં ઘન ધુમ્મસો;
જરીક ઝાંખી થતી નહિ થતી,
તુરત ત્યાં સ્મૃતિમાત્ર રહી જતી. ૧૯

ક્ષણિક આવરણો નવ હું ડરું,
તિમિર પાર જવા ડગ મેં ભર્યું;
ઘડીકમાં ઉગશે રવિરાજ જ્યાં,
તિમિર ઓસરશે મુજ પંથનાં. ૨૦

ના, ના, હશે સ્વાગત આ ગિરિનાં,
છંટાય જોને મુજ પંથ જ્યાં ત્યાં;
ને પંથ થાકયો ગણી પાઠવ્યાં ના,
શુ સ્નાન આ અદ્દ્ભુત સીંચનોનાં? ૨૧

'સદા-વ્રતો' સ્વાગતનાં નિસર્ગે,
એ મંત્ર મૂકયો ગિરનારશૃંગે:
ને કૈંક સંતો વ્રત એ ઝીલીને
યાત્રાળુને સ્વાગતથી નિમંત્રે. ૨૨

ભુલ્યો, ન મારે અહીં થોભવાનું,
મારે હજુ દૂર બહુ જવાનું;
ને જોઇ લેવું દિન એક મ્હાંય,
અનન્ત શો અંજલિમાં સમાય? ૨૩

મધ્યાહ્ન થાશે પછી પ્હાડ બાળશે,
સંધ્યા થતાં અંધી બધે છવાશે;
પુગાય ના માતની આરતીમાં,
રે ચાલને જીવ! પછી વિસામા. ૨૪

અધવચે શિર ઉપર આ ઉભો,
ખડક ભૈરવનો ભય પ્રેરતો;
તહીં ચડી પડતું મૂકતાં મળે,
નૃપતિનું પદ ભાવના ફળે. ૨૫

પ્રકૃતિ પૂજનમાં પણ વાસના,
મનુજને ઉડવા અવકાશ ના;
પતન પામરતા કયમ લે વરી?
પ્રભુ, પ્રભુ, જનતા જડ કાં કરી? ૨૬

નૃપતિનાં પદની પરવા નથી,
ફરી ફરી તપ આદરવાં નથી;

નૃપતિ યે અહીં આખર આવીયા,
અમર ભર્તૃહરિ તણી આ ગુફા. ૨૭

ચડી ગયો મુજ ધૂનમહીં કહીં,
ફરકતી ધ્વજ કોટની જો રહી;
ભવનથી ભરચક કોટ એ,
નગર જો ગિરનાર તણું દીસે. ૨૮

અખૂટ લક્ષ્મી, સઘળે સમૃદ્ધિ,
ને શિલ્પીઓની બહુ સૂક્ષ્મબુદ્ધિ;
એ જૈન કેરાં ધન મંદિરો આ,
ચાલો અહીં ચેન મને પડે ના. ૨૯

આ ખંડીયેરો કંઈ કાળ જુનાં,
આજે પડ્યાં એ પણ સાવ સૂનાં;
શું પથ્થરોમાં પગલાં પડે ના?
આ મ્હેલ તો રાણકદેવડીના. ૩૦

એ અપ્સરા આભથી ઉતરીને,
વાસો વસી શું ગિરિના ઉછંગે?
શું વ્યોમને વીંધતી વીજળી એ;
ઉભી હશે રાણક આ અટારીયે? ૩૧

સૌંદર્ય ને શૌર્ય મહાસતીનાં,
સ્મરી સ્મરીને ઉર સ્નેહભીનાં,
ટૂંકે ઉચાટ ગિરનાર એવી,
સૌરાષ્ટ્રની રાણક એક દેવી. ૩૨

નમું તને, નમું, પ્રાણ પ્રેરજે,
કઠણ અંબ તણાં ચડાણ છે;
નવ હવે પળ એક ગાળવી;
ક્ષણ મહીં મુજ માત ભાળવી. ૩૩

ઉતરતી અહીંથી વનવાટ આ,
વિકટ પ્હાડ, બધે ઘન શી ઘટા;
કહીં કહીં વન વાનર હુંકતા,
કંઈ બખોલ ભરી દીપડા પડ્યા. ૩૪

ગહન મોહક સુંદર પંથ એ,
પથિક ને પગલે પગલે દમે;
પ્રકૃતિ પૂજનમાં ઢળવું નહીં;
કઠણ ધ્યેય, વને વળવું નહીં. ૩૫

કુદી જઉં જ્યમ કો કવિકલ્પના,
પગ દઉં જઇ આભઅગાસીમાં;
ચરણમાં તુજ મસ્તક આ ઢળે,
શરણ, મા, મુજ જીવન આ ફળે. ૩૬

દિગ્મૂઢ ઉભો, ઉર આ ભરાય,
અંબાર તારા નહીં જીરવાય;
મા, ચિત્ત આ શાંત જરી થવા દે,
આ ગોખ તારે જરી જંપવા દે. ૩૭

છું ગોખમાં કે ઉડતો હવામાં,
શાં ચિત્ર દોર્યાં મુજ આંખ સામાં!
પણે ગિરિનાં ફલકે પડ્યો જો;
શું કોતર્યો કોટ બહુ રૂપાળો! ૩૮

ને ઉઘડ્યાં નેત્ર પણે ગિરિનાં,
એ તો ભર્યાં નિર્મળ નીર ચશ્માઃ
દેખાય ના શું મુજ બિંબ એમાં;
આ કાંકરી શું પડશે નહીં ત્યાં? ૩૯

જો શહેરની સુંદર છાંટ છાંટી,
રસાળ આ સોરઠની સપાટીઃ

ત્યાં સાપ જેવી સરતી સરિતા,
ને નીર જો સાગરનાં ઝગે ત્યાં. ૪૦

નજર આસ જરી વળતી ત્યહાં,
કંઇક ઉન્નત શૃંગ હજુ ઉભાં;
સરલ સૌમ્ય નથી પ્રદેશ એ,
વિકટ એ અવધૂત પંથ છે. ૪૧

ગુરુ મછંદર વંચિત ભેખથી,
જગવીયા જઇને અહાલેકથી;
અડગ યોગી તપ્યા તપ એ અહીં;
ગગનમાં ટૂક ગોરખની રહી. ૪૨

અહીં કમંડલ જાગતી આ ધુણી,
વસમી જો ગુરુદત્ત તણી અણી;
તહીં રહી ટૂક કારમી કાળકા,
ભીષણ ભવ્ય શિરો ગિરિનારનાં. ૪૩

ઝળહળે નભ જો રવિ ડૂબતાં,
ધણધણે ગિરિ, ઘંટ બધે થતા,
ઝીલીશ ઝાલરના ઝણકાર, મા;
ઝણેઝણે મુજ જીવન-તાર, મા. ૪૪

મા, કંઠ મારો અહીંયાં રૂંધાય,
મા, આરતી ના મુજથી ગવાય:
મા, આંખમાં અમૃત ઉભરાય;
મા, ઝાંખી યે શું મુજને ન થાય? ૪૫

મા, દર્શને હું તુજ દ્વાર આવ્યો,
મા, ભાન ભૂલ્યો, ભવમાં ભમાવ્યો;
મા, બંધ ક્યારે છુટશે, મને કહે;
મા, પાંખ ક્યારે ફુટશે મને, કહે. ૪૬

મા, દૈત્ય જેવાં દુરિતો દમે જ્યાં;
મા, પૂરજે પ્રાણ સદા મને ત્યાં:
મા, બાળ તારો બળ યાચતો આ,
તું આદ્યશકિત જગની જનેતા. ૪૭

સરસ્વતી ના, સ્તુતિ શી કરૂં હું?
મા, અલ્પ આ જીવનને ધરૂં હું;
અબોલ એ અર્ધ્ય તને ધરીને;
નમું, નમું, માત, ફેરી ફરીને. ૪૮

ઉતરવાં બહુ સ્હેલ સદા હશે,
ઉતરવા અહીંથી પગ ના ખસે;
ગગન-ચુંબિત આ ગિરનાર ક્યાં?
ખરી પડું ફરીને કયમ ભોમમાં? ૪૯

૫-૪-૨૭.

---

## ૧૩ શું સાચું.

કહે આ સ્નેહના યોગી, હશે શું સર્વ સાચું એ?
કહ્યું તેં કાનમાં કૈંકૈં-હતું શું સાવ સાચું એ? ૧

પૂછું ત્યાં વીજળી મારે ચમકતી નેત્ર પલકારે,
હૃદયમાં મેઘની મસ્તી ઉછળતી ઉત્તરે તારે. ૨

ઉઘડતી સ્નેહ કલિકામાં પ્રથમ રસ ભાન થાતાં જે,
ખરે શું માધુરી એવી ભરી આ હોઠમાં મારે? ૩

વસંતો વીતતી તોયે મધુરી યાદ શું એની;
ભરી આ દેહમંદિરે સ્મરણને ચેતવે, કહેની? ૪

જરીક મુજ પાદસ્પર્શે શું ઝણઝણી તાર ભૂમિના,
મધુર કો બીનથી જાણે, અધૂરાં ગીત આલપતા? ૫

ઝરે જે બિંદુ ઝાકળનાં રજનીનાં, નેત્રથી, થાતાં,
સહજ મુજ ઝાંખી, સાચે એ? કહી દે સત્ય શું આમાં? ૬

કહે વા, દેહ આ લપટી અલૌકિક તેજ અંધારે,
પ્રભાતે મ્હાલતો, સાચે, અરૂણ શું વ્યોમને આરે? ૭

કહી દેને, કહી દેને, 'અયિ! શું સ્નેહ તારો એ,
યુગોભર કૈંક ભૂ-ગોળે ભટકતો ઢૂંઢવા મુને? ૮

અને એ ઝાળ ઝંપાવી સૃજનભરની સળગતી જે,
વિખરતા વાળ કે વચને-નીતરતા હોઠ કે નેને? ૯

અમારાં આવડાં યે આ લલાટે શું લખ્યા દીઠા,
અનાદિ ને અનંત જ એ ગહનના મંત્ર તેં મીઠા? ૧૦

કહે ને સ્નેહના યોગી, હતું શું સર્વ એ સાચું?
કહે મુજ સ્નેહના યોગી, લહું એ સ્વપ્ન કે સાચું? ૧૧

* ગાર્ડનરમાંથી.

## ૧૪. ઝરણ.

એકાંત સૂક્ષ્મ સ્થળમાં ઝરણું ફૂટેલું,
આછાં મીઠાં નીર ભર્યું વહતું વિલાસે,
કાંઇ ધીમો ખળખળાટ મચાવતું એ,
સૌંદર્ય અર્પી વનભૂમિ સહુ સુહાવે. ૧

વીતી ખીણો અટપટા વળી માર્ગ કૈં એ,
આવ્યું વિશાળ પટમાં વધતા પ્રવાહે;

ઉંડું ગભીર જળ ત્યાં સમતાથી રેલી;
કીધાં રસાળ સ્થળ સૌ જનતા હિતાર્થે. ૨

આ ન્હોય એ પ્રથમનું ઝરણું ઝીણેરું,
આતો સુહાગી સરિતા મલપંતી વેગે;
ઉત્ક્રાંતિ કાળતણી અંગુલિયે અહીંથી,
સંકોચને દૂર કરી સુવિકાસ પ્રેર્યો. ૩

કો જાણતું વહનમાં હજી યે શું થાશે?
દુષ્કાળ કે વિષમતા પથમાં શું હોશે?
હો ને ઉપદ્રવ બધા, જલદી વટાવી,
અન્તે અનંત ઉદધિ મહીં એ સમાશે. ૪

આવું જ છે વહન જીવન-સ્નેહ કેરું,
ના સ્નેહના સરળ રાહ કદાપિ દીઠા;
ઉન્માદ, ભ્રાંતિ તરીને કંઈ જ્ઞાની-સ્નેહી,
લે આત્મયોગ તણી શાંતિ અનંત મીઠી. ૫

૧૫-૧૦-૨૨.

—:○:—

## ૧૫. યાદ.

મીઠી અલૌકિક એક કલિકા જીવનમાં ઝબકી સરી,
ઠાર્યાં વિના હૈયાં તલસતાં દ્રષ્ટિથી વિધિયે હરી;
ના લ્હાણ પરિમલની લીધી, ના ઉઘડી પમરી શકી,
તો યે સ્મરણપટમાં વસી, માધુર્યના ગુણ એ નકી. ૧

એનું વિકસવું દૂરથી ને માણવું યે દૂરથી,
અંતર ઉઘાડવું દૂરથી વળી રાચવું ત્યાં દૂરથી;
બ્હેનાં, તથાપિ કલ્પનામાં મોહિની જાદુગરી,
સ્નેહી હૃદયમાં સુમન બનશે પુષ્ય સમ એ પાંગરી. ૨

## ૧૬. ભવિષ્ય.

ગીતડાં વિરમે ના જ્યાં શમે સૂર સુકોમળા,
સદાયે ગુંજતા એના પડઘા સ્મરણે પડ્યા;
સુરભિ વહી ના જાશે, ફૂલડાં કરમાય જ્યાં,
ચિરંજીવ થઇ રે'શે ચેતવી રસ ઘ્રાણમાં. ૧

પાંખડી પુષ્પની ઓંધી ખરે ખીલી ગુલાબ ત્યાં,
સાંચશે રસિકો શીળી સ્નેહ શય્યા બીછાવવા;
તેમ એ ઉરના તારા સદેશા, તું વહી જતાં,
બની રે'શે બીછાનાં જ્યાં પ્રેમના રસ પોઢતા. ૨

Shelleyનું "Music when soft voices die"

—:—:○:—:—

## ૧૭. વાદળીની વિમાસણ.

જો ને વ્હાલા! જરી નવ ધરે વ્યોમના ઇશને આ,
શાને છોડે કર ગ્રહણથી જે રહ્યાં રાચનારાં?
તું જો પાસે, મુજ હૃદયમાં તેજના તેજ ભાસે,
તું જાતાં આ નરમ દિલડું અંધકારે વિમાસે. ૧

જેવી તેવી પણ રસભરી વ્યોમની વાદળી હું,
તારાં દૈવી અમૃતશીતળાં અંતરે જો ઢળી હું;
કિંતુ તારે ગહન નભમાં એકલું ધુમવાનું,
ને આ મારાં જીવન ઝરતાં અશ્રુ કો ચૂમવાનું? ૨

સૂનાં હૈયાં સમય વિતતાં સ્નેહતણું ભાગ્ય આવું,
તારે ઝાંખું જરી ય અચકી ના કંઇ એથી થાવું;
છો ને કાયા વિખરી વિખરી વાયુઓ વેરતા આ;
તો યે મારાં રજકણ ઉડી ભીંજશે પાય તારા. ૩

૨–૭–૨૫.

## ૧૮. ગરૂડ.

ગગનમાં ગહનો ય વીંધતાં,
શિખર જે નજરેય ના થતાં;
અવરથી ન ઉડી શકાય જ્યાં,
વિહગરાજ વિરાજતો જ ત્યાં. ૧

પ્રબળ પાંખભર્યા પ્રભાવથી,
પ્રખર વેધક શકિત-સ્વભાવથી;
જગ તટે ન વિરાજશે કદી,
જગ તટે નવ છાજશે કદી. ૨

'અવનીથી કહીં ઉચ્ચ ભુમિ કો,
નજર આવરતાં ઘન ધુમ્મસો;
જરીક ઝાંખી થતી નહિ થતી,
તુરત ત્યાં સ્મૃતિ માત્ર રહી જતી'. ૩

જગતનાં જન છો ખુવે, રડે,
ગરૂડને નહિ આવરણો નડે;
શિખરનાં વસનાર હોય જે,
ઉપરથી પર જોઈ એ શકે. ૪

વેગમાં વાયુ-વંટોળો, નેત્રમાં વ્યોમ-વીજળી,
દેહમાં દેવનાં દર્પો, વજ્ર જાણે ગયું છળી. ૫

ના પૂરાશે જગત-જનને પાંજરે પક્ષી એ તો,
ના એ ગાશે અવનીપરથી શીખવ્યાં કાંઇ ગીતો;
એના કંઠે કદી ચડી જતી કારમી એક ચીસ,
પ્હાડોમાં યે કમકમી ઉઠે સાંભળીને ગિરીશ. ૬

મધ્યાહ્ને એ ગિરિગહનમાં અર્ધ ઉંઘે ઉઠેલા,
કોઇ સિંહો પ્રતિધ્વનિ બને અંતરાયે રૂઠેલા;

ત્યાં ના હોયે કલરવ કદી પંખીડાં આપડાંનો,
ત્યાં ના પેસે પગરવ કદી માનવી–આળુડાંનો. ૭

તેને યે કો ક્ષણભર કદી મોહથી હાથમાં લે,
તેને યે કો છળકપટથી સાંકળી સાથમાં લે;
તોડી બંધો તુરત ઉડશે આભમાં એકલો એ,
જાતાં જાતાં જન-નજરને ખેંચતો જાય ઉંચે. ૮

એનાં તત્ત્વો જરૂર જગથી કાંઇ હોશે નીરાળાં,
એનાં સાથી વિરલ જગમાં ના રહે કાંય ભાળ્યાં;
જેની પાંખે પરસ પ્રભુના પુણ્ય પાદો અડેલા,
તેને ક્યાંથી જીરવી શકશે પૃથ્વીમાંહે પડેલાં? ૯

દેવના દુત શો દૈવી, આવતો ને ઉડી જતો;
ઝલાયે ના, ઝીલાયે ના, માનવી મૂકથે જતો. ૧૦

૨૭–૨–૨૬.

## ૧૯. પડદા.

જગના ભ્રમણમાં આથડું હું એકલો અંધારમાં,
ના સાદ પણ કો સાંભળે જ્યાં છે રૂદન સુનકારમાં;
ત્યાં જો જીવનને દોરનારી દિવ્ય જ્યોત કદી જડે,
ઘન અંતરાયો આવરે, જડ જગતના પડદા પડે. ૧

શાણા અને સમજુ કહે "ના અંતરાયો તોડશો,
જગની અભેદ ઉભી દિવાલો, વ્યર્થ શિર ના ફોડશો;
પડદા ઉપાડીને ય પણ ના સાર ત્યાં લેશો કંઇ,
જગ-જીવનથી અળગા થઇ સુખ શાંતિ યે જાશે વહી. ૨

શું એ જ રાહે જીવનભરની શાંતિ સહુ આવી રહી?
પાષાણ પણ છે શાંત, ના, ના, મત્ત એ તો માનવી;

છો ને તારૂં નીલાંબર કાંઠે પડ્યું,
નીલમ લીલાં જળ વીંટળશે કાય જો;
તો શાને ક્ષણ માટે અચકાતું, સખી !

ત્યાં યે તારે કંઠ લપટશે ઉછળી,
કાન મહીં કરતા કંઈ મીઠી ગોઠ જો;
જળના જેહ તરંગ તુફાની તેં કર્યાં.

એવી એવી ક્ષણની લ્હાણ ગમે તને,
જગ જીવનમાં રસ ચટકે સંતોષ જો;
સૂનાં મુજ સરવરીયે સહીયર ! આવજે.

પણ અયિ ! જો જગ શું તુજ મેળ મળે નહિ,
મત્ત બની મૃત્યુ કાજે ઝંપલાવ જો;
સૂનાં મુજ સરવરીયે સહીયર ! આવજે.

એનાં નીર અગાધ અને વળી શીતળાં
એને ઉર કો અગમતણા અંધાર જો;
જાણે જામી સપન વિહોણી નીંદડી.

એ ઉંડાણે દિન ને રાત જ એક છે,
સંગીતો યે નીરવમાં જ સમાય જો;
એવાં મુજ સરવરીયે આખર આવજે.

સરવર કેરાં નીર સુકાયે ના કદી,
પૂરે ઉરની વિધવિધ રંગી આશ જો;
એવાં ઉર સરવરી યે સહીયર ! આવજે.

ટાગોરના ‘ ગાર્ડનર ’ ઉપરથી.

-:—:○:—:-

## ૨૧. વાંસળી

લીલુડા વાંસની (કાતળી)
એને કાળજડે કંઇ સાર રે,
વાંસળી જાદુગરી રે.
ગાજે ભરી ભરી પ્રાણથી
આજ રેલંતી રસધાર રે—વાં.
સીધી સરલ તો ય ગૂઢ એ;
મ્હાંય ઘેરાં ભર્યાં કંઇ ગાન રે—વાં.
ગોતી ગોતી કંઈ ના જડે,
એનાં ભેદુ કરાવે ભાન રે—વાં.
શાંત સરોવર, ડુંગરા
એક ચંદા તરે ચોપાસ રે—વાં.
રેલે ગહન સૂર ગુંજતા,
જ્યમ જામેલ વિશ્વના રાસ રે—વાં.
એ રે સમે રસ બાળના,
સરે સૂરમાં હૈયાંના સાર રે—વાં.
વિશ્વના ઉર સંગ સાંધતી,
ત્યારે માનવ ઉરના તાર રે—વાં.
લાગી અખંડ ધુન રાસની,
થાય અમૃતના વરસાદ રે—વાં.
સૃષ્ટિ સકળ પ્રભુ નોતરે
એના સ્નેહભીના બે સાદ રે—વાં.
એક સરે વનકુંજથી,
પેલો કોકિલનો ટહુકાર રે—વાં.

બીજો, ભરે મનુ બોળ જ્યાં,
નિજ અંતરના રણકાર રે—વાં.
જોયું જગત ઉર કારમું,
મ્હાંય ઉંડા કો આરતનાદ રે—વાં.
એવાં રૂદન મને મીઠડાં,
કંઈ કુંળા એ પુણ્ય-પ્રસાદ રે—વાં.
શબ્દ વિહોણા સૂરમાં
હશે વિશ્વતણા નિઃશ્વાસ રે—વાં.
મૂક સંગીતના કોયડા,
મહીં ઘૂમે કો આશ નિરાશ રે—વાં.
ભૂખ્યાં તલસતાં ઉરના,
ભર્યા બંસી મહીં ઉદ્ગાર રે—વાં.
ન્હોય અકારી ચીસ એ,
એ તો ધીરી આંસુ ધાર રે—વાં.
સ્નેહ વિયોગી ઝૂરતાં,
એની બંસી તારણ હાર રે—વાં.
પ્રેમ પનોતાં રૂસણાં,
એની દૂતિ આ ગભી નાર રે—વાં.
સૂનાં જગે શ્રી કૃષ્ણનો,
એ છેલ્લો રસ અવશેષ રે—વાં.
સૂનાં જગે શ્રી કૃષ્ણનો,
એ અંતિમ રસ સંદેશ રે—
વાંસળી જાદુગરી રે.

—:—:○:—:—

## ૨૨. મોહ.

મૃગજળ શા મોહ લાલ! મોંઘા છે માણવા,
મોંઘા છે માણવા, જીવનમાં જાણવા;
મૃગજળ શા—

ડહાપણ કેરા સૂકા વેરાનમાં,
આજ લગી આથડે અનન્ત, લાલ! —મૃગ.
સ્નેહીનાં સપનાની સૃષ્ટિ સોનેરી,
પેખે પિપાસુ કોઇ સન્ત, લાલ! —મૃગ.

જોયાં જગત તણાં રણ શાં બંધારણ,
ખાલી એ ગોટમ ગોટ, લાલ! —મૃગ.
માનવબંધે બાંધ્યા બંધાય ના,
હૈયાનાં ભરતી ને ઓટ, લાલ! —મૃગ.

પાછળ પસ્તાવા ને આગળ ઝંખના,
ઉરના અખૂટ અભિલાષ, લાલ! —મૃગ.
પાયા પડ્યા જ્યાં પ્રીતિના ડંખના,
છળતી છતાં ય અમર આશ, લાલ! —મૃગ.

મૃગ ને પતંગ મરે ભોળાં અજાણમાં,
જાણીને ઝંપલાવે વીર, લાલ! —મૃગ.
જગનાં જળેલ રહ્યાં દૈવી જે દોહલાં,
ઝૂરે કો કલ્પનાને તીર, લાલ! —મૃગ.

હસતાં હજાર ગણી 'સપનાની ભૂમિકા:
સપનાં સાચાં નવ થાય' લાલ! —મૃગ.
'સાચાં ખોટાં' રહી મનમનની માન્યતા,
સ્વપ્નામાં સ્વર્ગ જ્યાં સુહાય, લાલ!
મૃગજળ શા મોહ—

૩૦–૯–૨૫.

## ૨૩. અમુંઝણ.

સદા સુસવતા વહે સમીર ને સદા જયાં વળી,
ભર્યાં ઘુઘવતાં જળ સર સરિત, ત્યાં આજ આ;
રૂંધાય મુજ શ્વાસ ને તરસ કંઠ છીપે નહિ;
વિશાળ જગમાં વસી ભીતરમાં પડી ભીડ શી? ૧

કળાય નહિ કાંઇ યે, શિથિલ અંગ શાને કળે?
વળે પડળ નેત્રને, ઉર ઉંડાણ રૂંધી બધાં;
અમુંઝણ ઉભી, હશે દમન કે આત્મનાં?
ઉપાય કરૂં ના કરૂં? દરદી દર્દ જાણું નહિ. ૨

ઉઠે ગહન ભેદતા કંઇ સુરેખ આકાર ત્યાં,
જરી નજર ઠેરવું, તિમિર તેજ જો ને છળે;
હશે ધુમસ પાર કો શિખર કે બધે ઝાંઝવાં?
કરાલ રણ કે હશે ગિરિ ચડાણ આ જીંદગી? ૩

નર્યાં અમિત તેજથી નજર આજ ઝાંખી હશે?
હશે અગર થાક આ સફરના, પડી સાંઝ શું?
પુનીત પગથાર કે પરિસીમા પ્રવાસો તણી?
ભવિષ્ય ભણકાર કે અગમ વ્યર્થ આથાર આ? ૪

અમાસ મધરાતનો અતલ ઘોર અંધાર ને,
સ્મશાન સુનકાર શું ઉતરતાં હશે અંતરે?
તરે તરલ તેજના ઘડીક આમ ચમકાર શા?
હશે મથનકાળ કે મરણની પળો, ઓ! પ્રભો? ૫

હશે મથનકાળ કે પ્રલયની પળો આ, પ્રભો?
અગાધ મુજ આત્મને અખિલ દેવદાનવ મળી.
રહ્યા ઉભય ડોળતા અમર રત્નની આશમાં;
હલાહલ ઝરે કદી પ્રથમ તો પ્રભો! પી જજે. ૬

-૧૨-૨૬.

## ૨૪. 'જાગી'

રાજને ભરોંસે હું તો
　　　　રેન સારી જાગી-ટેક.
નયનાનાં નીર ખૂટ્યાં,
હૈડાનાં હીર છૂટ્યાં;
પલ પલ હાય! આજ યુગ સમ લાગી-રા.

ચંદ્ર યામિનીને ખોળે,
કુસુમો વાયુ હીંચોળે,
જગતને આજ જોને લગન શી લાગી-રા.

મ્હોલ અણમોલ મ્હારા,
વ્હાલ વિના અકારા,
રગ રગ આજ મુને અગન શી લાગી-રા.

સ્નેહને સંભારવા ના,
સપનાંના મોહ શાના?
ઝાંઝવાને ઝંખનારી હું જ હતભાગી,
રાજને ભરોંસે હું તો
　　　　રેન સારી જાગી.

૨૫-૪-૨૭.

-:—:○:—:-

## ૨૫. કવિને.

તારા શુદ્ધ સનાતન પંથ હો! તારા યુગ યુગ લે આદેશ.-ટેક
ક્ષણજીવા ઇતિહાસ મનુજના,
સંસ્કૃતિઓ પલટાય,

અમર રહી ગઇ વેદ ઋચાઓ,
પ્રાણ ભર્યાં તેં મ્હાંય. તારા.

મૂક મનુજમાં ગુંજતી તારી,
વાણી અમૂલખ એક;
અપંગ જીવન આથડતાં ત્યાં,
પંખાળો તું એક. તારા.

કળા કલ્પના પાંખ પસારી,
ચડતો વ્યોમ મોઝાર;
ભૂમંડળને ભરતા તારા,
અદ્‌ભુત એ રણકાર. તારા.

શબ્દબ્રહ્મ બ્રહ્માંડ ભર એ,
પાંખતણા સુસવાટ;
વામનના વસવાટ મહીં તું,
એકલ એક વિરાટ. તારા.

વ્યોમમહીં ઉન્નત શિર તારાં,
પૃથ્વીમહીં તુજ પાય;
સ્વર્ગતણાં સંગીત ઝીલીને,
ઘટ ઘટમાં તું ગાય. તારા.

જૂજવે રૂપ જીવનમાં, જનમાં.
અંતરમાં વસનાર,
ઘટ ઘટની ઘટના જાણે તું.
ઇશ તણો અવતાર. તારા.

દેવ રહ્યા બહુ દૂર, અમારો.
એક જ તું વિશ્રામ.

જીવંન તણી જામી જડતામાં,
તું અમ આતમરામ. તારા.

કરૂણ અને કોમળ કવનો કે,
વીરરસની વીરહાક,
ચેતનવન્તી તુજ વીણા ત્યાં,
તાર ન એક અવાક. તારા.

સાગરના સુસવાટ અગર કો,
કોકિલના ટહુકાર;
પ્રકૃતિના પડઘા પડતા, શું,
વિશ્વ વસ્યાં સુખ–દ્વાર? તારા.

પિણ્ડ અને બ્રહ્માણ્ડ ઘડ્યાં કૈં,
તેની ય તુજને ઝાંખ;
ભૂત અને ભાવિને ભેદે,
હેવદીઘી તુજ આંખ. તારા.

સુંદરતાનો દૂત જગતમાં,
રસસૃષ્ટિ રચનાર;
તિમિર અમારાં ભેદી ઉઠે તુજ,
ચેતનના ચમકાર. તારા.

વીજ સમા તુજ વેગ અને જો,
કુસુમ સમી તુજ કાય;
શુદ્ધ સુવર્ણ વિના સિંહણના,
દૂધ નહીં જીરવાય. તારા.

ઝળહળતી તુજ જીવનજ્યોતિ,
જન નયનો અંજાય;
વ્હેંતથકી મહાકાય મપાયે,
કરૂણ કથા જગમાંય. તારા.

પયગંબર પણ નહિ પૂજાયા,
જીવન વ્યર્થ ન જાય.
યુગ યુગના ઇતિહાસ પડયા જો,
અમર નહીં કરમાયા.
તારા શુદ્ધ સનાતન પંથ હો! તારા.
યુગ યુગ લે આદેશ.

૮–૪–૨૭.

—:—:○:—:—

## ૨૬. જીવનનાં જોમ.

જીવનનાં જોમ નહીં જીરવાય—(ટેક)
મંગળ એક માળા તુજ માંડું
મોતી જતાં વેરાઇ —જીવન.

સ્વપ્નમહીં મહાકાવ્ય રચું ત્યાં,
ગીત જતાં આ ગવાઇ —જીવન.

ઉરનાં પૂર ઉઠે ઉદધિ શાં,
છોળ મહીં છલકાય —જીવન.

મનમાં હતું તુજ મૌન ઉપાસું,
વેણુ જતાં વીખરાઇ —જીવન.

સાધી શકું ના અડગ સમાધિ,
પુણ્ય પળો બસ થાય —જીવનનાં

૧૫–૧–૨૭.

—:—:○:—:—

## ૨૭. આંસુ

પથારી પાથરી એની, પારણું યે પડી રહ્યું,
સૂના સૂના મને કો ત્યાં અસહાય રડી રહ્યું. ૧

પંપાળે પારણું શાને? નહીં શું માનશે કહ્યું?
ઉઘાડી આંખ જો ભાઈ, હતું તે તો જતું રહ્યું. ૨

"ખસો અહીંથી બસ ઉંઘવા દો,
તાપે તપેલો જરી જંપવા દો,
હું આવતાં કેમ ન બ્હાર આવે,
નકી પડ્યો છે ભર ઉંઘમાં એ." ૩

હુલાવી લે, ફૂલાવી લે, હવાઈ ખ્યાલ એ જરી,
ખાલી ઝૂલા ઝૂલાવી લે, જગમાં જાગવું ફરી. ૪

પાસે બેસી શિથિલ કરથી જે ભરી આંખ લૂછે,
સાચું કહેવા ફરી ફરી ભલા બ્હાવરીને શું પૂછે?
બોલે ત્યાં તો કમકમી રહે જોઈને સામસામું,
"બાબુ તો, ઓ પ્રભુ પ્રભુ! હવે ઝંખવું એ નકામું. ૫

આવ્યા ત્યાં તો સહુ શમી ગયો તાપ એની ચિતાનો,
ભોળો મારો સમજી બહુ એ ભાવ જાણે પિતાનો,
જાણ્યું કે જો ઉચકી લઈ લો ખાંધથી ના છૂટે, ને,
જાણ્યું કે ના તસ કરથકી હોય અંગાર એને. ૬

ને જો વ્હાલા, રડી રડી અને કોઈ દેતાં દિલાસો,
'દેવોને એ દિલ રસી રહ્યાં કેમ એમાં વિમાસો?'
ખુંચાવી લે અમ રમકડાં દેવ જો ખેલવાને,
જોઉં છું કે દઈ લઈ જતાં કોણ રોયા વિના રહે?" ૭

"હવી જવા હે બસ બોલવાનું,
ભૂલ્યો ! ન મારે ઉર ખોલવાનું.
અનન્ત તર્કો ઉઠતા અરે પ્રભો !
પસારીને હાથ શું બાણુ આ ઉભો ? ૮

સ્મશાન જેવા મુજ ચિત્તમાં અરે !
વિતેલ બાણુ અમથો બળે છે;
બળી બળીને પણ હું નહીં ખૂટ્યો;
બટુ બિચારો જગથી બળી છૂટ્યો." ૯

ન્હાની શી ઓરડીમાં કો સ્નેહદીપ બુઝાય ને,
ઘેરી લે ઘોર અંધારૂં એવું શું ના સદા બને ? ૧૦
ઉરની મૂક એકાંતો કોઇ ના અભડાવશો,
શમે જ્યાં ભૂતનાં ભૂતો, દ્વાર ના ખખડાવશો. ૧૧

૦-૮-૨૬.

## ૨૮. ભાઇ બેન.

એક ઉદરેથી અમે ઉપજ્યાં રે લોલ,
રગરગ દૂધ ભર્યાં એક જો,
બેની ને બંધવાની જોડલી અમોલ.
એક વેલીનાં અમે ફૂલડાં રે લોલ
રૂપ રંગ રાગ ધર્યાં એક જો.—બેની૦

બાળપણે એક ઘર આંગણે રે લોલ,
રીઝયાં ખીજ્યાં ને રમ્યાં સાથ જો —બેની૦
મોટાં થઇને પડયાં મારગે રે લોલ;
સંસારે દોહ્યલા સંગાથ જો —બેની૦

જાણ્યા અજાણ્યા સંઘમાં રે લોલ,
　　બાંધ્યા એ બેનડીના વાસ જો —બેની૦
વીર પસલીનો દિન દેખતાં રે લોલ,
　　હૈડે સમાય નહિ શ્વાસ જો —બેની૦

સ્નેહીના ય સ્નેહસહીં ન્યૂનતા રે લોલ,
　　ના જો વિશ્રંભતણી ખાણ જો —બેની૦
બાર માસે બેન ઘર આવતી રે લોલ,
　　ભાભીને એ જ રસ લ્હાણ જો —બેની૦

જગના સહુ સ્નેહને સંશોધતાં રે લોલ,
　　જડશે જરૂર બહુ રાગ જો —બેની૦
સ્વાર્થ વિણ સ્નેહ ક્યાંય સાંપડે રે લોલ;
　　મોંઘા એ ઉર અનુરાગ જો —બેની૦

શીળી ઠરેલ રેલ માતની રે લોલ,
　　બેનીના અંતરે ઉછાળ જો —બેની૦
તાતતણાં હેત હશે સંઘર્યાં રે લોલ,
　　બંધવાનાં ઉભરાતાં વ્હાલ જો —બેની૦

દંપતીના નેહ નવરંગના રે લોલ,
　　જાણે વસંતતણી બહાર જો —બેની૦
બંધવાના બોલ બેન અંતરે રે લોલ,
　　શરદ ઉરે ચન્દ્રતણી ધાર જો —બેની૦

પ્રાત સમી માત હશે ઠારતી રે લોલ,
　　તાતના મધ્યાહ્ન હોય ચંડ જો —બેની૦
શીળી સંધ્યા સુહાગી બેનડી રે લોલ,
　　દંપતીની ચંદની અખંડ જો—બેની૦

જીવન વને એ રસ ફૂલડાં રે લોલ,
 પમરે ત્યાં પ્રેમની સુવાસ જો—બેની૦
ઉન્નત એ સર્વ શૃંગ મેરૂનાં રે લોલ,
 દેવના સદૈવ તહીં વાસ જો,
દેવનાં એ બાળ તણી જોડલી અમોલ—બેની૦

૭-૨-૨૫.

-:—:○:—:-

## ૨૯. પ્રણય કલહ.

વિધુ! કયમ વક્ર દીસે, શું રૂઠયો,
રમતાં પ્રણયે પ્રિય વાદળીથી?
બની ખંડિત આસ રહ્યો અળગો,
જરી માન, પ્રિયા સમું કોઇ નથી. ૧

અહીં આ ઝીણી વાદળી દીન બની,
વિરહે તવ મ્લાન ધરી વસનો,
વિનવે પિયુને બહુ તેજસૂની,
'પ્રિય, માન મૂકો, કરથી ગ્રહી લ્યો. ૨

ન ઘટે રૂઠીને તજવી સ્વકીયા,
ન ધરે રસ સીંચન આ મહીમાં;
મૃદુતા ગઇ કયાં, કયમ દૂર રહ્યા?
પ્રિય, પાય પડી રીઝવે દુઃખીયાં'. ૩

નહિ સ્વર્ગીય તેજ અનર્થ જશે,
તુજ ભાવ ભર્યાં દ્રવતાં ઉરમાં;
બન ધન્ય લપેટીને પ્રાણપ્રિયા.
અહીં જો સખિનાં નયનાં વરસે. ૪

-:—:○:—:-

## ૩૦. કૃષિક કન્યા.

જો જો પેલાં ગિરિતટઅહીં ખેતરે પ્હાડી કન્યા,
ઉભી કેવી લલિત શ્રમમાં એકલી લાણી કેરા;
કાંઇ ધીમું કલરવ સમું ગીતડું ગુંજતી આ,
થોભી જાને, પથિક, અથવા જાળવીને સરી જા. ૧

વાળે પૂળા લણી લણી ઉભા મોલને એકલી એ,
સાથે સાથે કરૂણ સ્વરથી કારમું ગાન ગુંજે;
રેલી છેલી ગહન ખીણમાં ગુંજતા એ સૂરોને,
થોભી જાવું ઘડીક સુણવા શાંતિથી એક ચિત્તે ૨

ઉનાળાનાં પ્રખર રણમાં થાકતા સંઘને કો,
ન્હાના સૂના રણદ્વીપતણી નીલનીલી ઘટાઓ;
ને તેમાંના બુલબુલ સૂરો હોંસથી જે નિમંત્રે,
તે યે શું આ ઉર મથનનાં ગાનથી મિષ્ટ હોશે? ૩

ના, ના, આવો કદિ ય ન સુણ્યો ઉર કંપાવતો કો,
ભેદી પેલા જલધિ જળની એ સમાધિ સરેલો;
છેટે છેટે ક્ષિતિજ ભરતા ટાપુઓથી વસંતે,
વાયુ લ્હેરે તરલ ટહુકો આવતો કોકિલાનો. ૪

કે'શો કો ના, તલસું સુણવા મર્મ એ ગીતડાંનો?
જૂની જૂની દુઃખમય અતિ દૂરના દેશની કો
કાં તો ઉંડી કરૂણ કથની કારમા ગીતમાં હો,
વા તો એમાં દિલપિગળતી યુદ્ધની હોય વાતો. ૫

કે શું સાદાં વિનીત વિતકો હોય એમાં ભરેલાં?
દીસે જેવાં નિશદિન અહીં માનવો શું જડેલાં;
સ્નેહી ખોવાં, સહજ ઉરની ઝંખના, વેદના વા,
એવાં કૈંયે સરજન જડ્યાં નિત્ય વીત્યાં જવાનાં. ૬

જામી જાણે કદિ ન અટકે ધૂન એ કન્યકાની,
ભાળી એને લણતી લળીને કામમાં મસ્ત ગાતી;
સ્તંભી ઉભો જડવત સુણું ગાનથી બદ્ધ હું ત્યાં.
ને અંતે તો કયમ કયમ વળું પર્વતારોહણોમાં. ૭

ચડતા પર્વતોમાં એ ગાન દૂર શમી ગયું;
ન શમ્યું મુજ હૈયામાં આત્મમાં એ રમી રહ્યું. ૮

૨૦-૫-૨૪. Wordsworth ના Solitary Reaper નો અનુવાદ.

## ૩૧. બાબુની બાને.

( ચાંજની. )

હું:- "બાર માસનો મ્હારો બાબુ,
ધૂળતણો એ જાણે આબુ!
રોજ ઘસાવે મણ મણ સાબુ
બાબુની બાને.

દેવલોક ને દુર્લભ, બાબુ!
તુજ ઉપર ના કોનો કાબુ;
ધૂળભરી હું હૃદયે દાબું
બાબુની બાને."

એ:- "બાબુ! તું કોનું નવ માને,
બાબુ! તું સમજે ના સાને,
રોજ ઉઠીને સાંભળવાનું
બાબુની બાને.

બાબુ વળગે કંઇ કંઇ બ્હાને,
એ પણ દૂર થકી નવ આને,
બે વચ્ચે કહોને કરવું શું
બાબુની બાને?"

૧૧-૯-૨૭.

## ૩૨. કબૂતરના કકડાને.

હતું ભાળ્યું મેં જે કબૂતર હતું એ રબરનું,
ખરીદ્યું મેં ખંતે, ઘર જઇ શીશુને કર ધર્યું;
ઉછાળ્યું, દાબ્યું, ને અરર! પ્રભુ! ચીત્કાર કરતું,
ન્હારા છોરાએ વદન વિવરે સદ્ય ભરખ્યું. ૧

અરેરે! થૂક્યું કાં? રબર રસ પ્યારો ન સુતને,
રસોમાં લોભાયા રસિક જડ એ તો જન અમે;
ગમે નીલી વ્હાલી પીંપરસીટ કે દ્રાક્ષ શઠ ને,
ગણે કાળી ગોરી રબર રચના તુચ્છ સહુ એ. ૨

અરે! કાપી ખાધું દિલ અતક્ષબી કાં તનયનું?
અરે! તો યે તારૂં સહુપર હતું વ્હાલ સરખું;
અહો! તારૂં હૈયું પવનમય પોચું પરગજુ,
જરી હું દાબું ત્યાં મન રીઝવવા 'ચીં ચીં' કરતું. ૩

તને ફેંકી દીધું હૃદય મમ પ્રેમે ન સળગ્યું,
હતું સાજું સારૂં પણ શિર થયું છેક અળગું;
મનુષ્યો સંહારી સુખદ સરકારી રમકડાં,
કરે પૈસા પાણી નકી નકી તને એ ગ્રહ નડ્યા, ૪

પૂરા પ્રસ્વેદેથી અહીં તહીં રઝ્યા વેઠ કરતાં,
ગયા આઠે આના, પ્રિય કબૂતરૂં હાથ ધરતાં;
અરે! પંખી, મારૂં શિથિલ ગજવું ધ્યાન ન ધરી,
વિદારી ચાલ્યું તું, કસુર સુતની માફ ન કરી! ૫

પડોશીનો પોર્યો કબૂતરી નકી એ કરડશે,
મર્યું આજે તું યે સ્મરી સ્મરી પ્રિયા નામ વિરહે;
વિયોગે ભૂલાયે પ્રીતિ જન વૃથા એમ વદતાં.
તમો યે સૂશો અમ ઉકરડાની કબરમાં. ૬

અરે! કો પ્યાલામાં છલછલ ભરી મ્હા ઢળી ગઇ,
ઢળી ભૂમિમાં ને લીપણ મહીં કાંઇ ભળી ગઇ;
ન પીવાઇ, ખોઇ, પણ નવ ગઇ મેજ પરથી,
નમી ચૂસી, ચાટી નવ નવ ગઇ છેક કરથી.

અહો! આ પારેવું પણ મધુર મ્હાનું કંપ હતું,
બૂરાં ભાગ્યે મારા કપૂત કરથી એ સરી ગયું.
મર્યું ખોવાયું વા પડી ગયું કહો કે સડી ગયું,
હજુ ડાચા કાઢે લય નથી થયું એ કબૂતરૂં.

૧૭–૬–૨૭.

—:◇:—

## ૩૩. વીજળી.

જરીક ઝબકી જોઉં તેજ ના જીરવે કો,
ઘડીક કડણ હૈયે સાદ ના સાંભળે કો,
અગડ બળ વિહોણાં સત્ત્વનો લોક આ તો,
નહિ નહિ અહીં શોભે વાસ હું વીજળીનો.

ઘેરા એ ઘનઘોર મેઘ ઉરમાં મ્હારે સમાવું રહ્યું,
મ્હારા કો અવરોહને અવનીમાં ના ઝીલનારૂં થયું,
ધીમી એ ધસતી ઢળી પ્રિય સખી મંદાકિની ભૂપરે,
શીળીને સહનાર શંકર હશે આ ઝાળને કોણ લે?

જે રીતે જગમાં જડ અહીં તહીં દૈવી વિભૂતિ જરી,
તે રીતે અહીં હું ય તેજબળના અંશાવતારે સરી,
ને તો યે જન સર્વ એ ચમક જ્યાં કો વેલ દેખી જતાં,
દેખીને ડરતાં, ડરી દબી જતાં, કે કંપતાં પૂજતાં.

—:—:◇:—:—

## ૩૪. 'બ્હેન માધુરી'.

કોણ એ ? બ્હેન માધુરી ચમકી સ્વર સાંભળી,
ગૃહમાંય સરી જાતી બાળા આ કોણ બ્હાવરી? ૧

બોલી એવું તરુણ અહીં કો સ્હેજ થોભી જતો રહે,
જાતાં જાતાં મૃદુ નયનથી ખેદની દૃષ્ટિ ફેંકે;
ને એ શબ્દોમહીં પણ કંઇ ભાર એવો મૂકેલો,
જાણે એમાં દિલ દુભવતો હોય ટંકાર રેલ્યો. ૨

મુગ્ધાને કો સખિજન દઇ લાલચો લોભતું'તું,
ધીમી ધીમી કરી રસભરી ગોઠડી મોહતું'તું,
ત્યાં આ વચ્ચે પુનિત પડઘો આથડે ઉર એને,
ને એ ભોળાં તરુણ દિલને સ્નેહથી સાચવી લે. ૩

ન્હોતી નાની વય સમજમાં ના હતી છેક બાળા,
ન્હોતા કિંતુ હજી અનુભવ્યા સ્નેહના એ ઉછાળા,
પત્ની થાતાં પણ પતિમહીં દિલડું ના ઢળેલું,
કુણું એવું અણવિકસીયું ફૂલડું આ પડેલું. ૪

ઝંઝાવાતો જગજીવનના કેમ એ વેઠવાનું ?
મધ્યાહ્ને શું રસહીન જગે ઝાળમાં ઝૂરવાનું ?
તો યે ત્હારે તરુણ ? વચમાં આવવું કાં પડ્યું ? હા,
ના શું જાણ્યું સહુ પર રહ્યો ઇશ એ એક ત્રાતા ? ૫

ભૂલ્યો ભાઇ, સહૃદય થતાં ભેદ બંધુત્વકેરા,
ના ઉકેલ્યા હૃદય રસના કોયડા એ અનેરા.
તું શું જાણે વહન ઉરનાં ક્યાં અને કેમ વ્હેશે ?
તેમાં યે જે ગહન ઘટના નારીની કોણ કે'શે ? ૬

મોહિની વશ માધુરી, મુગ્ધ એ મુખ ઉપરે,
ભૂલીવિલાસનીમસ્તી સ્નેહથીદીનથઇ રહે. ૭

વહન વિકટ એનું વાળતાં ઇન્દુ સામે,
ધસતું આધિક વેગે, ઉછળી સ્નેહ છોળે,
જયમ ગિરીસરિતાનાં વ્હેનને વાળતાં એ,
અતિ પ્રગુણિત પૂરે રેલતું અન્ય સ્થાને. ૮

સહજ સરલ શબ્દો ઇન્દુના મર્મ ભેદે.
મથી મથી ઉર ભોળું મૂંજવે માધુરીને,
કયમ કરી જીરવાયે પામવી ક્ષુદ્રતા એ?
અધિક તરૂણ હાથે ડંખ એ માનિની ને. ૯

———:◯:◯:———

## ૩૫. આંગણ મ્હારે.

(સિહાનો કનરો)

સ્વપ્ન શમ્યાં કે આંગણ મ્હારે,
આંગણ મ્હારે શીદ સંભારે? —સ્વ.
પુષ્પ પનોતાં પૂજી શકું ના.
પુષ્પ ધર્યાં મેં કંઇ અંગારે —સ્વ.

પ્રેમલ પંખી પાળી શકું ના,
બળબળતાં રણ કોણ ઉગારે? —સ્વ.
વાદલડી ઓ!વરસી જતી ના
તરસ રહી જીવનભર મ્હારે —સ્વ.

વીજલડી ઓ!ઝબકી જતી ના,
અંતર ઘેર્યાં ઘન અંધારે —સ્વ.
ના ઉપવન, વેરાન રહ્યાં આ.
આજ ઉભો હું જીવન આરે —સ્વ.

આંગણમાં મુજ જીવન જંપ્યાં,
ભૂત નહિ જગવો ભણકારે,
સ્વપ્ન શમ્યાં હૈં
આંગણ મ્હારે.

૧૬–૭–૨૭.

–:—:○:—:–

## ૩૬. સ્ત્રી.

( અંજની )

બોલે બોલ અમોલા બોલે, ૧
અંતર ઉછળે સાગર છોળે;
પ્રાતઃકાળે પ્રેમ ઝૂલામાં
હેતે કોણ હીંચોળે ?

તાપ તપ્યાંને વાયુ ઢોળે, ૨
શિર નમતાં લઈને નિજ ખોળે;
મધ્યાહ્ને આરામ ઝૂલામાં
હેતે કોણ હીંચોળે ?

પથિક થાકમાં ડગમગ ડોલે, ૩
અંધારે અંતર પટ ખોલે,
સાયંકાળે સ્વર્ગ ઝૂલામાં
હેતે કોણ હીંચોળે ?

એ મુરલીયે મણિધર ડોલે, ૪
જીવનનાવ ચડે હીંડોળે;
આ સંસારે સ્વપ્ન ઝૂલામાં
હેતે કોણ હીંચોળે ?

૧૧–૮–૨૭.

–:—:○:—:–

## ૩૭. સંભારણાં.

કંઇક ચિત્રો એવાં યે છે, ધુવો શતધાર જો,
ફરી ફરી બને તાજા રંગો ભુંસાય ન રેખ કો;
પ્રકૃતિપટમાં પૂર્યાં ચિત્રો ધુવે નભ નીતરી,
મલીન મટતાં ધોવાતાં એ સજીવ ફરી ફરી. ૧

કદી ન બનતાં આછાં, ઝાંખાં, ન મંદ થઇ જતાં,
દિવસ તડકે ઉડી જાતાં, ન કાળ વહી જતાં;
ધરતી ઉર ને કોરી વ્હેતાં અખંડિત વ્હેણ શાં,
સ્મરણ પટને ઉંડા કોરી વહે જળ કાળનાં. ૨

અમર ક્ષણનાં કુળાં ચિત્રો ભુલાય ના અંતરે,
અમર રસનાં ઉંડાં વ્હેણો સુકાય ન અંતરે;
રસ જીવનને સંભારે એ અનુભવ ધન્ય છે,
જડ જગતમાં જોવું રોવું ન જીવન અન્ય છે. ૩

નજર પડતું ખાલી ખાલી બધે સુનકાર જ્યાં,
હૃદય રડતું ખાલી ખાલી પડે ભણકાર જ્યાં;
ઉર ફફડતે ખાલી ફાંફાં ન ભૂત મળે ફરી,
ગત સમયનાં સ્થાને ઘેલાં! જવું કંઇ વીસરી. ૪

વીસરી વીસરી વીત્યાં સ્વપ્નો જગે જીવતાં જનો,
જીવન મચડી મુંગે મોઢે વૃથા સથતાં જનો;
પણ પ્રણયનાં સ્થાને પાછાં ઉરો અકળાય કાં?
જડ જગતમાં જન્મ્યાં ત્યાંથી સચેતન થાય કાં? ૫

જગત સઘળું એવું એ છે ઉંચે નભ એજ છે;
પરિચિત સ્થળો પહેલાંનાં જે હજુ પણ એજ છે;
તરસ ઉપડી એવી તે શી, ભૂલી સ્થળ કાળ આ,
ચકિત નયને આજે શોધો હવે મૃગ તૃષ્ણિકા? ૬

પ્રિય સ્વજનનાં ખોખાં પાસે કદીક ઉભાં હશો,
શરીર સઘળું એ એનું છે કહો તહીં ભેદ શો ?
પણ ન ઠરતી ફાટી આંખો, કંઈક જતું રહ્યું,
સ્મિત સરી જતાં એનું એ યે ન જાય હવે સહ્યું. ૭

જીગર કચડી લોકો કાજે તપ્યા તપ રામ જે,
ક્ષણભર સહુ ભૂલ્યા જાતાં ફરી પ્રિય કાનને;
અણ વ્રતના યોગી તો યે રૂવે અસહાય એ,
"અહીં ન રોવું રોકાયે તો ક્ષમા કરજો મને." ૮

યુગ યુગ ગયા, વર્ષો વીત્યાં, પુરાણ બની કથા,
જન હૃદય ના જૂનાં થાતાં સનાતન સર્વથા.
ગત સમયના ભાવો જાગે, દુઃખી દિલડું દ્રવે,
પ્રણય ઝરતી ભીની આંખો ભૂલાય ના આ ભવે. ૯

૨૪-૪-૨૬.

—:—:○:—:—

## ૩૮. શરદ્ પૂર્ણિમા.

શરદ પૂનેમની રાતડી,
આજ ઘેલાં જગે નરનાર રે,
પૂર્ણિમા પૂરી ખીલી રે,
ચંદા ઉગી નભ ચોકમાં,
આજ રેલંતી રસધાર રે—પૂ૦

આછાં રૂપાળાં આભલાં,
રહ્યાં વેરી ચંદા ચોપાસ રે—પૂ૦
જાણે અમર સુર સુંદરી-
તણા જામ્યાં અખંડિત રાસ રે—પૂ૦

મીઠી શરદની ચાંદની,
  તો ય આજે અમોલી છેક રે—પૂ૦
સાથ મળે જયમ સુંદરી,
  ત્યાં ય કો અલબેલી એક રે—પૂ૦

નીચાં નીચાં ઘર આંગણાં,
  વળી ઉંચા અગાસી મ્હેલ રે—પૂ૦
ક્યાં ય નદી તટ નાવણાં
  ક્યાં ય સાયર રૂપેરી રેલ રે—પૂ૦

સ્થળ સ્થળ ભરતી ઉમટે,
  આજ રસની એ રેલમ છેલ રે—પૂ૦
માનવ રસબસ રાચતાં,
  ત્યાં ય ઉરના તો જૂજવા ઉકેલ, રે—પૂ૦

સૂની એકાંત ભરી રેડતું,
  કો બંસીમહીં નિઃશ્વાસ રે—પૂ૦
સ્નેહ વિયોગી ને હશે,
  આજ ચંદામાં આશ નિરાશ રે—પૂ૦

બાળા ઉભી કો બ્હાવરી,
  આજ ચંદા ઝરે અંગાર રે—પૂ૦
દાઝયે દિલાસા દિલને,
  એ તો નાથ વિખુટી નાર રે—પૂ૦

શાંત સમાધિ સાધવા
  લીધા સાધુજનોએ ત્યાગ રે—પૂ૦
ચંદા પ્રફુલ્લ કરે ચિત્તડાં,
  આજ સ્નેહશીળાં વૈરાગ્ય રે—પૂ૦

જગમાં સૌંદર્યને ઢૂંઢતાં,
કોઈ ગુંજે અધૂરાં ગાન રે—પૂ૦
આજ થશે કવિ અંતરે,
કંઇ દૈવી સૌંદર્યનાં ભાન રે—પૂ૦
સ્નેહ સુહાગી દંપતી,
વળી ખોળે હસે નિજ બાળ રે—પૂ૦
ચંદ્રાથી ઉજળાં હાસ્ય જ્યાં,
એવા સ્નેહી સંસાર રસાળ રે—પૂ૦
હોંસે ઝીલે નરનાર સૌ,
આજ હૈયામાં આભના ઉજાસ રે—પૂ૦
પ્રેમના પાઠ શ્રી કૃષ્ણના,
એવા મોંઘા એ શારદ રાસ રે,
પૂર્ણિમા પૂરી ખીલી.

—:—:◇:—:—

## ૩૯. 'આંખોમાં આ શું'?

(અંજની)

ટમટમતા તારક વેરાયા,
વીજલડી ને વાદળ છાયા,
આભતણાં ઉંડાણ સમાયાં,
આંખોમાં આ શું?

બિંબ અહીં પ્રતિબિંબ ઢળેલાં,
પિંડ અને બ્રહ્માંડ મળેલાં,
સર્જનના સંકેત ફળેલા
આંખોમાં આ શું?

પ્રાણ પાંપણોમાં પૂરાયા,
વિશ્વમોહિની અદ્ભુત માયા!

નીરવ તાંડવ રાસ રચાયા
આંખોમાં આ શું ?

ઝગમગતી જે જીવનજ્યોતિ,
વિશ્વમહીં મેં અહીં તહીં ગોતી,
આજ મળ્યું એ નવલખ મોતી
આંખોમાં આ શું ?

૧૧–૯–૨૭.

–:—:○:—:–

## ૪૦. ઇશ્વર સ્તુતિ.

પ્રિય પ્રભુ નમું બહુ પ્રીતથી —ટેક.
આધાર મુજ બીજો નથી —પ્રિય.

દરિયાવ પાપ તણો ઉરે મુજ,
આ ઉછળે દોષો પ્રતિ,
તે ઉર્મિનો પ્રતિરોધ કરવા,
સાથી મુજ બીજો નથી—પ્રિય.

પાપ પથથી ઉગારો મુજને,
ઉદ્દેશ મુજ બીજો નથી—પ્રિય.

ભાનુ ચડે ઉદયગીરિ પર ક્રોધથી ને.
ટાળે તિમીર નિજ રક્ત અસિ ધરીને,
ટાળો પ્રભુ હૃદયનાં અમ પાપ તેમ,
રાખો નિજાકૃતિ મનુષ્ય પરે સ્વપ્રેમ.

" દાસોની દિલ દાઝ ધારણ કરી પ્રેમે પ્રભુ આવતા".
"આવો એમ ધરે પ્રભુ સતયુગે" આ શું નકી સત્યતા ?

શું ભક્તો કલિમાં નથી ? નથી પ્રભુ, ઉરે જરા યે દયા ?
ના, ના, તેમ ન હોય, ઇશ્વર દિલે માનુષ્ય માટે મયા.
૧૯–૧૧–૧૯૧૭.

—:—:○:—:—

## ૪૧. વિત્યાંને વિસરાવો.

કોઇ વિત્યાંને વિસરાવો —ટેક.

જીવન વને પરિમલ પરવાર્યાં,
વસમી વસન્ત ભૂલાવો;
અંધારાં આવરતાં ઉરથી,
પૂનમ ચાંદ ડૂલાવો —કોઇ—

સ્વર્ગસમાં સંગીત શમ્યાં ત્યાં,
મૃગ સમ ના ભટકાવો;
( અંતર નાદ દબાવો )
પગલાં યે પડતાં વિરમ્યાં ત્યાં,
આ પડઘા અટકાવો —કોઇ—

જાગી જગે ફરતાં ત્યાં યે આ,
સ્વપન હવે ન સતાવો,
પૃથ્વી પરે પામરતા પામ્યાં,
પાંખ સ્મર્યે શો લ્હાવો —કોઇ—

૧–૧–૨૭.

—:—:○:—:—

## ૪૨. નવું વર્ષ.

મધુર શી ઉષા આજ સોહાય —ટેક.
કુંકુમે દિવ્ય આંગણું છાય,
સ્નેહની સુરભિ નભે ઉભરાય;

બની પ્રિય કર સ્પર્શે રસલીન,
મુગ્ધ સુખ લાલી આછી પથરાય.
ધન્ય આ આર્યભૂમિ તુજ દિન,
મંગલો આમ મીઠાં સૂચવાય;

સુભગ આહ્વવાં સ્નેહ સૂચતો,
બ્હેની આજ કંઇ ગાય;

આમ જજો તુજ વર્ષ નવીન આ,
સ્નેહમર્જીનો માંય—

સ્નેહનાં જીવન વ્યર્થ ન જાય,
મધુર શી૦

એવી એ દિવ્યભૂમિ વિણ ક્યાંય
કહોને સુભગ ભાનુ અંકાય?
મધુર કૈં જગે જીવન રેડંત,
કીર્તિ ને કાંતિ ઓઘ છલકંત;
રેલતો રસરશ્મિથી દિગંત,
કાંતિ એ ઉજ્વલ કાંતિ અંત.

ઉચ્ચગામી તમ આમ જગતમાં,
બંધુ થજો આદર્શ;

પ્રાણ પૂરશે પુષ્પ પમરશે,
ભવ્ય ભાનુ કરસ્પર્શ—

સ્નેહનાં સિંચન વ્યર્થ ન જાય,
મધુર શી૦

## ૪૩. જળપ્રલય.

કરાલ દળ કાળનાં ગગન ગુંબજે ગાજતાં,
ધરા ન જીરવી શકે સકળ આભ આવી ઢળ્યા;
અખંડ સુસવાટમાં જીવનદીપ હોલાય જ્યાં,
પ્રચંડ સહુ સત્વનાં પ્રલય તાંડવો આજ આ.

શમ્યા છે શશી સૂર્ય ને નજર ઘોર ઘેરે નિશા,
સુતેલા સપનાં સમાં જીવન કૈંક જેમાં શમ્યાં;
ઝડી મુશલધાર ક્યાં? ક્ષણિક ક્ષુદ્ર પોકાર ક્યાં?
મહા પ્રલયકાળમાં જીવનનાવ શોધે દિશા.

કંઇક જડ વૃક્ષને જીવનવેલ વળગી રહી,
હલાહલ ભૂલી કંઇ વિષધરો ય ના ડંખતા,
કંઇ વિરલ વીરનાં ઝળહળે બલિદાન જો,
છતાં ય અસહાય શું મનુજ મૃત્યુના મ્હોમહીં?

અહીં પરમ મર્ત્ય જો જીવનને રહ્યાં ઝંખતાં,
પ્રભો! અમર એક તું ઉદધિયે જ ઉંઘી રહ્યો.

—:—:○:—:—

## ૪૪. સ્વપ્ન કે જાગૃતિ?

આ જીંદગીના બાગમાં જ્યાં જ્યાં નજર મારી ઠરે,
ત્યાં ત્યાં બીછાના ફૂલનાં આવી પરી કો પાથરે,
ઘેરાં ચડે રસઘેન, જીવન ફૂલશય્યા ધારતો,
ને કૈં ફૂલોના ફાલથી હું સ્વપ્નને શણગારતો.

મેં સ્વપ્ન સેવ્યાં સ્વર્ગનાં એ સ્વપ્ન જાય નહિ સરી,
મેં પ્રાણનાં પીયૂષ પાયાં, પુણ્યવેલી પાંગરી;

ખરતાં અમર ફુળ સંઘરી હું ધ્યેય મારા સાધતો,
ને એ અમોલા થાળથી હું દેવને આરાધતો.

મારા અલૌકિક આભને અંધાર કેદિ આવરે,
ને નેન કેરાં નીરમાં જ્યાં ત્યાં જીવનજ્યોતિ ઝરે,
એવા ટમકતા તારલા અંધાર આંગણ સારતો,
હું કૈંક તારક તેજથી મુજ વિશ્વને અજવાળતો.

એ ફૂલડાં કરમાય ને કાંટા હવે ભોંકાય કાં?
એ થાળ કાં ઠેલાય, ને આ દાનવો દેખાય કાં?
ને આજ મારે આંગણે જ્યાં ત્યાં ઝરે અંગાર શા?
જે સ્વપ્ન સોનેરી હતાં તે આજ શે સળગી રહ્યાં?

શું એ ફૂલોના ફાલને મેં ફૂંકથી કરમાવીયો?
શું દેવના એ થાળને ઓળે ય મેં અભડાવીયો?
શું ચન્દનીના ચોકમાં જઈ વેરી મેં ચિનગારીઓ?
ઓ કલ્પના! તારો કળાયલ મોર કોણે મારીયો?

જ્યાં જીંદગીકેરાં રસાયન જીરવાયાં ના જરી,
જ્યાં સ્વપ્નઘેરાં કૈંક ગાયન, એ ગવાયાં ના જરી,
ત્યાં સ્વર્ગથી નીચે સર્યાં ને પૂર્વની પાંખો ખરી,
ઓ કલ્પના! ઓ કલ્પના! તું માનવીને કાં વરી?

૪-૭-૨૭.

---

## ૪૫. અંધારી રાત.

રસહીન રજની આજ રડે —ટેક.
શતમુખ ઢાંકયાં કેશ કલાપે,
નયનથી તારક ટપકી પડે —આજ.

નીરવતા મહીં મંદ નીસાસા,
સમીરની લહુરી લહરીયે ચડે —આજ.

ઉર ભરી ભરી અંધાર ધબકતા,
દિશ દિશ ક્યાં ય શશિ ન જડે —આજ.

કયમ કરી એ અંધાર ઉકેલું?
નયનને અંજન ઓધ નડે —આજ.

ક્યાં મુજ અંતરનાં અજવાળાં?
ભમી ભમી જો દૃગ ભૂલી પડે,—આજ
રસહીન રજની આજ રડે.
રૂદન શમે કયમ મુજ રજનીનાં?
કયમ કરી જીવન જ્યોત જડે?—આજ.

૫-૬-૨૭.

—:—:○:—:—

## ૪૬. વિસ્મરણ.*

જન્મ એ ગાઢ નિદ્રા છે, વિસ્મૃતિતણી ખાણ છે,
અનન્ત આત્મને તારો આથમી અન્ય કો સ્થળે,
આવતો દૂર દેશેથી ઉગવા અવની પરે.
નહિ શૂન્યસમાં ભૂલ્યાં, નગ્ન તેજ વિહીન ના,

વીંટળ્યાં કિંતુ કાંતિથી, દિવ્ય અંબર લૈ ઢળ્યાં,
આવતાં પ્રભુધામેથી એ મહા ગૃહદ્વારથી,
બાલુડાં ડોલતાં નિત્યે સ્વર્ગનાં સ્મરણો થકી.

ઉગતા બાળને કારાગૃહ શી જગ છાંયડી,
ઘરતી તો ય એ રાચે નીરખી દૃગમાં જડી,
દિવ્ય જ્યોત, અને નાચે મગ્ન એ દર્શને ઘડી.

તારૂણ્યે નિત્ય હા! જાવું દૂર ઉદ્ભવસ્થાનથી,
તો ય પ્રકૃતિપૂજામાં મચેલાં એક તાનથી,
યુવાન દિલને સદા દિવ્ય ઝાંખીજ દોરતી,
અંતમાં માનવીને શું જોઇ રે'વું શમી જવું?
દિવ્ય જ્યોતતણું જ્યાં ત્યાં લીન થૈ જવું?

૧૩–૬–૨૪. * Wordsworth ના 'Immortality Ode'માંથી.

## ૪૭. ભગ્નહૃદય.

નથી મધ્યાહ્ન કે સંધ્યા હસતાં જો સ્હવાર આ,
કહેને, કુસુમો ત્હારાં અકાળે કરમાય કાં?
ઢીલી ઢીલી ઢળી પડી અરે! પ્રાણની પાંખડી ને,
પૂરાયા ત્યાં પરિમલ બધા પાથર્યા પ્રેમપંથે,
ઉન્હાળાની બળ બળ થતી ઝાળ આવી અડી કે,
ક્હેને, ફુળાં કુસુમ, તુજ કો કાળજાં કીટ કોરે?
નેનોના એ થનગન થતા નાચ સાચે શમ્યા શું?
પંખી, ત્હારાં કલરવ, કહે, દેવને ના ગમ્યા શું?
આછાં આછાં અકળ દળથી બિંબ કાં આ છવાયાં?
ક્હેને, શું કો કરૂણરસનાં ગીત આજે ગવાયાં?
સંતાડેલું જતન કરીને રત્ન કો આજ ખોયું?
જાગીને શું જીવન ભરમાં સ્વપ્ન ત્હારૂં ન જોયું?
આશાનાં યે અમર શમણાં કામ ત્હારે ન આવ્યાં?
છાયા ત્હારી અહીં તહીં સરે કાળજાં ક્યાં કપાવ્યાં?
હાસ્યે આંજી નયન મુજ તું અશ્રુઓ કાં છૂપાવે?
હૈ હૈ હાસ્યો રૂદનથકી યે કારમાં કંપ લાવે?

હોલાયેલા જ્વલનગિરિ, એ વેલ ઉછેરતો ના,
કાળી ઘેરી કબર પર એ ફૂલડાં વેરતો ના.
ત્હારાં હાસ્યો ખડખડ થતાં આજ વેરાનમાં આ,
ત્હારાં હંસો તરફડ થતા આમ સંગીતમાં કાં?
ક્‌હેને, ક્‌હેને, થડક ઉરની સૂરની કેમ આવી?
ક્‌હેને, પેલી રગ રગ ભરી તેં સુધા કાં ગુમાવી?
તૂટ્યા સૂર ફરી સાંધું; પંપાળ્યે પણ શું વળે?
તૂટ્યાં સંધાય ના હૈયાં, ખર્યાં ફૂલ નહીં ફળે.
૪-૮-૨૭.

—:—:⬭:—:—

## ૪૮. દર્શન.

ક્‌હો ને, આજ મને શું થાય? —ટેક.

મુજ જીવનના સૂર બસૂરા,
સાદ અલૌકિક કોણે પૂર્યા?
રગ રગમાં સંગીત જગાવી,
કાન મહીં કો ગાય.— ક્‌હોને.

આંખતણી મુજ ઝાંખ ગઈ ક્યાં?
ભૂમંડલ આ કોણે રંગ્યાં?
અભિનવરંગે આજ જગતમાં,
સુંદરતા ઉભરાય— ક્‌હોને.

સ્વપ્ન હશે કે આ શું સાચું?
સ્વર્ગ જગે આ આવી વસ્યાં શું?
ઘટ ઘટનાં અંતરપટ ભેદી,
દેવ મને દેખાય.— ક્‌હોને.

પગ ન અડે મુજ આજ અવનીમાં,
પાંખ મને આ દોરી જશે ક્યાં?
યુગ યુગના મુજ થાક શમ્યા શું,
સૂર્ય ગ્રહું કર માંય.– કહોને.
માનવ દેવ ન થાય?– કહોને.

૧૯–૫–૨૭.

–:—:○:—:–

## ૪૯. સ્મશાને.

ઉષા.

લીધી'તી જે હાથે જરીક રડતાં બાપડી! તને,
ધરી છાતી સાથે જહીં સૂઈ જતાં એક શયને;
તહીંથી, તે હાથે, ઉચકી તુજને પંથ પળતો,
પિતા તારો જોને-જગત ભર બપ્પોર બળતો.

ધિકી ભૂમિ નીચે, અગન વરસે આભથકી ને,
બળે હૈયું મારૂં, કયમ કરી પડે ચેન તુજને?
કહી દે, શું સાચે શીતળ શીતળામાં શમી રહી?
ઢળી ખાંધે, કહે, શું અમ ઘર 'ઉષા' આથમી ગઇ?

કહે તે ઓઢાડું, કુસુમ કુમળાં આંચ ન અડે,
કહે ત્યાં પોઢાડું, કટુ રવ જરી કાન ન પડે;
પરંતુ આ હાથે–નહિ નહિ કદિ એ નહિ બને,
કળી ઓ બીડાઇ! નવ ધરીશ અંગાર હું તને.

હતી માની ઓંધી, ફરી મૂકી દઉં માત ઉર હું;
રડે બીજાં હું તો ખળખળ જતાં નીર નીરખું;

વળું ખાલી હાથે ઘર ભણી, પૂછે દ્વાર મહીં એ,
'પ્રતાપી તાપીને તટ મુજ બટુ શું નહિ રૂવે?'
શમાવી સર્વના તાપો, પુણ્ય આ દિન છો પળે,
બળેવે બાળકી પોઢી, એ બળેવ સદા બળે.

૨૨–૮–૨૨.

—:—:○:—:—

## ૫૦. અધૂરૂં.

અધીરી આંખોમાં ક્યમ પરમ સૌંદર્ય ભરવાં?
અધૂરી પાંખો આ ગગનમહીં મ્હારે વિહરવાં;
ઘડીમાં મીંચાતાં નયન, મુજ પાંખે, પ્રબળ ના–
સમાવું શી રીતે જીવન સઘળાં એક પળમાં?

અમીના કૈં પ્યાલા અધર અડકીને ઢળી જતા,
તરંગોના રંગો ઉડી ઉડી ઉપા શા ગળી જતા;
મરૂભૂમિમાં જો મૃગજળ રહ્યાં દૂર દમતાં–
અધૂરાં એવાં કૈં જીવન શમણાં જેમ શમતાં.

પ્રભો! દીધાં તેં શું રસજીવનનાં દાન અમને?
પ્રભો! તેં પાયા શું તુજ પરમ પીયૂષ અમને?
અમી એ ચાખ્યાં ને તરસ ઉરની જાય વધતી–
હવે કાં ઝંખાવે?–અમૃતતણી તૃપ્તિ નહિ થતી.

પ્રભો! ના જો નિભાવે તો લગની ન લગાડતો;
લગાડી શોખ સ્વપ્નાંનો, જગમાં ન જગાડતો.

૧૯–૮–૨૭.

—:—:○:—:—

## ૫૧. કુસુમકલિકા.

ધડકતે દીલ બાળા ઉભી, સખી સહુએ ત્યજી.
ઉર ઉમટીયા અવનવ ભાવો, ન કળી શકી,
દૃગ નમી ગઇ સુરખી ઉભરી મુખડે અને,
પુલક ઉપજ્યો કંપી કાયા નિવી ય સરી સરી.

પ્રિય પગરવે ઝબકી ઉછળી કાંઇ ઉર્મીઓ,
તન મન સહુ ખોઇ બેઠી અશકત એ શું કરે?
વદન છુપવ્યું આછે વસ્ત્રે અને પિયુ નીરખે,
મદન મંત્રો સંતાડેલા કપોલે તરી આવતા.

નથી દીઠી શું કો ઉપવન માંહી રસની ભરી,
કુસુમકલિકા બીડાએલી જરી ઉપસી ખીલી,
સમીર સરણે લ્હેરાએલાં ફરકી ઝટ બીડતી,
મૃદુ અણસૂંધ્યાં કુણાં અંગો? દૈવી લ્હાણ બેય આ.

—:—:○:—:—

## ૫૨. યંત્રની પુતળી.

"મારી ના મારી મૃગાક્ષી રસહીન બની પ્રિયે?
મનની મનમાં દાબી ઘટે શું આમ શોષવું?"
ન સાંભળે સુંદરી, સાંભળ્યા છતાં,
વાકયો પિયુનાં બહુ શુષ્ક લાગતાં.

અંગો મૃદુ અંગુલીથી તળાંસે,
ન તો ય આજે કંઇ લક્ષમાં દીસે,
વળી ન રોવું નહિ દીલ ખોલવું,
ન લાલનોમાં પ્રતિકૂળ બોલવું.

ઉભેલ એ યંત્રની પૂતળી સમી,
ઉંડી નિરાશા હૃદયે રહી રમી,
ગયા કલાકો ત્રણ આ દશામાં,
ન શાંતિ બાળા ઝીલતી કશામાં.

કંપી પતિનો પ્રણિપાત દેખી,
જરી અંગુઠે ધરણી ઉલેખી,
ત્રુટયું મૌન, મહિ ધારા વેણુની પિયુ વિંધતી;
ઝુલેલી મુગ્ધ છાતીએ રોષથી છલકી ઉઠી.

—:—:○:—:—

## ૫૩. સ્નેહીને.

આજે ત્હમારૂં "નવું વર્ષ"
જીવનના ઉન્નત પંથે,
વિહરતાં વિચરતાં ઉજવી,
ત્હમે વીસ તો "જયંતિ"
અને દીઠી આ એકવીસમી. ૫

જગ આંગણે જે "નવું"
તે "નવું" ત્હમારે ય જીવને.
પ્રભુ કૈં સૂચવે છે?
"જગ સાથે જડાયાં છો,
તે જીવવા અને જીવાડવા. ૧૦

નૂતન વર્ષે અટક્યાં છો,
તે નુતન જ્યોત પ્રકટાવવા;
જગત અને જીવન,
ન્હોય એ જૂદાં વિભુ દૃષ્ટિયે."
આજે તો ત્હમને આપવાનાં ૧૫

એવડાં અભિનંદનો; સૌ કો'
વધાવે ત્યારે મ્હારે વિચાર શા?
વધાવીશ અંતરથી પણ,
મન માન્યા પછી જ.
"બાળા મુગ્ધા કુમારિકા" ૨૦

ગુમાવી એ લલિત પદ,
મ્હડયાં છો "ગૃહિણીનાં" ગાંભીર્ય.
તો ય પૂછું કે 'મોટા' થયા છો?
સાંભળશો એક જુની વાત?
મેં એક ન્હાનું ઝરણુ જોયું, ૨૫

ગિરિશૃંગેથી અવતરતું,
ઉછળતું મહાન શીલાઓમાં,
ધસમસતું ખળખળાટ વહ્યું જતું.
કોની ત્હેને દરકાર?
સમીપે જાઓ તો ભીંજવે, ૩૦

ન્હવરાવે રસછોળે,
વળી પટકે ય ખરૂં પથ્થરોમાં,
અમી જળ પાય તરસ્યાંને,
પણ તો ય છીછરૂં તે છીછરૂં જ.
તે હજી "બાળક" હતું. ૩૫

ત્યાંથી આવ્યું વિશાળ તટે,
અને 'ઝરણુ' ની થઇ 'સરિતા'.
ન છાજે હવે એ ઉન્માદ.
શાંત, ગંભીર, વહન મૃદુ કલરવ;
જનકલ્યાણ અને મલપ્રક્ષાલન, ૪૦

અલૌકિક "વિનોદ" ને અગાધ "ગાંભીર્ય;"
અવનીમાં, માનવ જીવનમાં
રગે રગ રસ રેલવવો.
પ્રકટાવવું નવ ચેતન, અને,
પ્રતીતિ કરાવવી પ્રભુતાની ૪૫

આ ત્‍હેનું નૈસર્ગિક કર્તવ્ય;
ત્‍હેને રહ્યું વધતાં વધતાં
અન્તે અનન્ત સાગરમાં સમવાનું.
હું ય પૂછું છું, પૂછજો ત્‍હમે ય,
ત્‍હમારા જ અંતરમાં, ૫૦

"મ્હોટાં થયાં છો? થાઓ છો?
ઉચ્ચ ભૂમિકાઓના રસ,
રેલો છો અવની પર?"
હા, અંતર સાક્ષી પૂરે છે.
વધાવીશ વ્હાલથી આજ શુભ દિને. ૫૫

—:—:○:—:—

## ૫૪. સૂર્ય–ચન્દ્ર–પૃથ્વી.

સર્જનતણા સંકેત શા?
આ તેજ ગોળા કાં વડ્યા?
શૂન્યમાં ઉપજી સહુ બ્રહ્માંડમાં ભ્રમણે ચડ્યા? ૧

આ આભના ઉંડાણમાં
કો તેજના તણખા સમાં
યુગ યુગ થયાં સત્વો અકલ કૈં કૈં ઉગ્યાં ને આથમ્યાં. ૨

શું ઉઘડે બીડાય એ,
જાણે પલકતી પાંપણે,
અવિરામ આમ અનંત નેત્રો વિશ્વદેહ વિરાટ ને? ૩

ક્હોને સનાતન બિંદુઓ
તમ ગુહ્ય અંતર ધર્મ શો ?
શું પુરૂષ પ્રકૃતિ પ્રેમનાં કો અમર અશ્રુઓ હશો ? ૪

આ દિવ્ય લિપી જે લખે
તે માનવી ના ઓળખે;
બ્રહ્માંડ કેરા ભેદ શું ના માનવી પામી શકે ? ૫

જેનાં અજબ આકર્ષણો
બાંધે બધાં આ અણુગણો;
એ સ્નેહનો ઇતિહાસ મેં આજે અમર ક્ષણમાં સુણ્યો. ૬

આજે ઉકેલ્યા અંતરે
એ વિશ્વના નિઃશ્વાસ મેં;
આ શુન્યમાં સંગીત તે કો સ્નેહ વિણ કયમ સંભવે ? ૭

કો દિવ્ય પ્રેમ પ્રદક્ષિણા
પૃથ્વી તણા પડછાટ આ;
શશિ સૂર્ય એ નીચે સનાતન સ્નેહભીના ગુંજતા. ૮

પિંડમાં જે જે દિસે
બ્રહ્માંડમાં તે તે વસે;
કંઇ કાળજાની આ કથા આજે ય ઘટ ઘટમાં હશે. ૯

કે શું હશો ચેતન તમે
કો ધ્યાનમાં ભમતા તમે;
શું સ્નેહનાં સ્વપનાં સજીવન શૂન્યમાં રમતાં તમે ! ૧૦

નક્ષત્ર માળ ઉતારતી
કો સ્નેહ કેરી આરતી;
આજે મનુજને કાજ જોવે વિશ્વને વાચા થતી. ૧૧

અનંત ભુવનો ભમ્યો
કહીં શ્રમિત હું તપ્યો;
પ્રચંડ મુજ દાહ આ જીગરનો ન ક્યાંયે શમ્યો. ૧૨

અસંખ્ય મૃદુ તારલા
ફરો અકુળ કાં ભલા?
કહો અખિલ વિશ્વમાં વિષમ મેળ ક્યાંયે મળ્યા? ૧૩

જરી ન જીરવાય જો
સમીપ ન અવાય જો
પતંગ સમ તેજમાં તડફડયે ય સંતોષ શો? ૧૪

રહો તલસતા તમે
ધર્યાં કઠણ ધ્યેય મેં
કઠોર તપ આદર્યાં, નયન નેહમાં ના રમે. ૧૫

અનેક વિધ રંગ આ
શમે છ મુજ સંગમાં
વિલીન તમ પાય જ્યાં જીવન વ્યર્થ વ્યાસંગ આ. ૧૬

ફરે અકુળ કૂહડી
સમીપ પૃથ્વી પડી;
અહો! ઘટ ઘટે પ્રલો, અમર ઝંખના કાં ઘડી? ૧૭
જરી નજર જ્યાં મળી
રતાશ વદને ઢળી;
સહુ ક્ષણિક રંગ એ, રહું ન સોમમાં હું ભળી. ૧૮

હશે ઉર રસાળ એ
હશે ઉર વિશાળ એં
પ્રચંડ મુજ તાપની જીરવશે નહિ ઝાળ એ. ૧૯

અહીં તરલ તારલા
ફરો અફળ શું ભલા?
રહું અચળ એકલો, જીવન જીજવાં આપણાં. ૨૦

હશે લગની આ બધે?
હશે અગન આ બધે?
અનંત ભ્રમણે કહો જીવતની તૃષા શું વધે? ૨૧

કહો સળગતાં શીખ્યાં
સ્ફુલિંગ સહુ આસ ક્યાં
મૂક્યાં સળગતાં ન શું સકળ અંગ મેં શૂન્યમાં? ૨૨

સદા સળગતાં ભમ્યાં
કંઈ વિરલ સત્ત્વ જ્યાં
બળી બળી બૂઝાય એ અમર રાહ તો સ્નેહના! ૨૩

અહો ભટકતા ગ્રહો!
લીધા પુનિત પંથ હો
કર્યા પરમ સ્નેહ ત્યાં નિયમનો નડ્યાં શાં, કહો! ૨૪

ધુમો પરમ અદ્દભુતો
ધર્યા અમર ધ્યેય તો
મહાપ્રલય ખાખમાં વિરલ યોગ અંતે થતો. ૨૫

ચન્દ્ર.

પાષાણહૃદયી પૃથ્વી ઓ!
આ પ્રેમ મારો ક્યાં ઢળ્યો
પાષાણને પ્રતિમા ગણી મુજ હોમ કાં મેં આદર્યો? ૨૬

દિન રાત કંઇ ફેરા ફર્યા
મેં પ્રાણ મારા પાથર્યા
કહેને અજબ જાદુગરી, આ ક્રૂર જાદુ શા કર્યા? ૨૭

દાબ્યા સહુ ય હુતાશ મેં
ખાળ્યા સહુ નિઃશ્વાસ મેં
ત્‍હારાં અધીરાં અંતરે, ઢોળ્યાં નિરંતર હાસ્ય મેં. ૨૮

કો સ્નેહની શીયા કળા
કો પ્રેમઘેલી પૂર્ણિમા
એ સ્નેહનાં સ્મરણો ભરી હું આથમું અંધારમાં. ૨૯

મ્હારા મૃદુ કરસ્પર્શથી
હૈયાં ધ્રુધવતાં હર્ષથી
એ એક પળ કહોને કૃતઘ્નીને કદર ક્યાં યે નથી? ૩૦

જે પુણ્યરસ હું પોષતો
તેને રહ્યો જે શોષતો
શું એ રવિ સંતાપથી તુજ સ્નેહને સંતોષતો? ૩૧

મૃદુની કદર તેં ના કરી
દસનારને જઇને વરી
ઓ! તેજથી અંજાય એવી અંધ નારી કાં કરી! ૩૨

એને અનન્ત રટ્યા કરે
તું વ્યર્થ ફેરા કાં ફરે?
ખાલી હવાઇ ખ્વાબમાં તું વ્યર્થ કાં ઝૂરી મરે? ૩૩

ભૂલી, નહિ રસ દેશ એ
છે સાવ શુષ્ક પ્રદેશ એ
ત્યાં મોહનાં મૃગ જળ રહ્યાં, ના સ્નેહના સંદેશ એ. ૩૪

પૃથ્વી તને પડદા પડ્યા
વિષ ઘેન તુને યે ચડ્યાં
આ આભમાં અટળાવવા કાં અંધ સ્નેહીને ઘડ્યાં? ૩૫

છે વિશ્વના વિષ દેશ આ
આ કાળજીની કલ્પના
બ્રહ્માંડ ભૂલ્યું આ ભમે કો સ્નેહ કેરાં સ્વપ્નમાં. ૩૬

પૃથ્વી, તને ય અનંગના
લાગ્યા હશે જો ડંખ આ
સમજાય ના શું ઝૂરનારાં કોઈ ઉરની ઝંખના? ૩૭

મેં ઠાલવ્યાં ચૈતન્ય જ્યાં
તેં સ્વપ્ન સેવ્યાં અન્યનાં
શું સ્નેહ સરજાયા હશે સાચે સળગવા શૂન્યમાં? ૩૮

ઠાલા હવે પછડાટ આ
ભૂલાં પડયાં રસ ઘાટમાં
છે સ્નેહના અવળા લખાયા લેખ વિશ્વ લલાટમાં. ૩૯

## પૃથ્વી.

અખંડ ભ્રમણે ભળું
અનંત દિન રાત હું
હજુ ય સળગાવતું સ્વપ્ન શુન્યમાં ના શમ્યું. ૪૦

ઉગ્યા ઉષઃકાળ ને
હસ્યાં ઉર રસાળ જે
સદૈવ વસમાં હવે સ્મરણ આ ય સળગાવશે. ૪૧

તપે પ્રખર તાપ એ
છતાં ય હૃદયે રમે
અહો! પરમ સ્નેહને સળગવું સદા યે ગમે. ૪૨

અખૂટ અભિલાષ આ
અહો! અમર આશ આ
પડયું અખિલ વિશ્વ કો ગહન મોહના પાશમાં. ૪૩

રવિ અચળ ના ચળે
ઉંડાણુ અમથાં બળે
કર્યાં વિષમ સ્નેહ શું કદિ ય વિશ્વમાં ના ફળે. ૪૪

અવર્ણ્ય ભુરકી ભરી
મને અવશ, કાં, કરી?
પતંગ સમ નારીને સહજ તેજ પૂજા વરી. ૪૫

વિધુ વિરમ ને હવે
વૃથા ભ્રમણ આ ભવે
ભૂલાય ન અભાગણી જીવન શૂન્યમાં એ સ્તવે. ૪૬

થયાં જીવન ઝેર જ્યાં
સદૈવ અમી તેં ઝર્યાં
નહીં નહીં ઘટે હવે રીઝવવી કૃતઘ્ની ધરા. ૪૭

ઉદાર દુઃખ બંધુઓ
ઉછાળ ઉર સિંધુનો
સદૈવ તુજ વેનનાં જગવશે અમી બિંદુઓ. ૪૮

( અહો! પ્રણયની કથા
અનંત વલખાં વૃથા
લખેલ વિધિ લેખ આ સળગવું હશે સર્વથા ) ૪૯

શશિ સળગતો શમે
મને ય બળવું ગમે
કહે ય રવિ તને ય એ અફળ ઝાળ શાને દમે? ૫૦

અહો? ગહન વિશ્વમાં
કંઇક સળગ્યાં ને શમ્યાં
ઉગ્યા ભર ઉજાસમાં અમર આગમાં આથમ્યાં. ૫૧

ઉપાય ઉરના નહિ
સદા સળગતી રહી
અડી અમર આગ તે જીગર કયાં ય જંપે નહિ. ૫૨

ભલે કહીં ય ના ઠર્યાં
ભલે અગનમાંહિ ધર્યાં
પ્રભો! પણું પ્રજાળવા અમર કાં અમોને કર્યાં? ૫૩

પિંડમાં જે જે દીસે
બ્રહ્માંડમાં તે તે હશે
ને કાળ જુની આ કથા આજે ય ઘટ ઘટમાં હશે. ૫૪

-:—:○:—:-

## ૫૫. સુમન.

મીઠી અલૌકિક સ્નેહકલિકા જીવનમાં ઝબકી સરી,
ઠાર્યાં વિના હૈયાં તલસતાં દૃષ્ટિથી વિધિ યે હરી. ૧

ના લ્હાણ પરિમલની દીધી ના ઉઘડી પમરી શકી
તો યે સ્મરણપટમાં વસી માધુર્યનો ગુણ એ નકી. ૨

એનું વિકસવું દૂરથી ને મ્હાણવું યે દૂરથી
અંતર ઉઘડવું દૂરથી વળી રાચવું ત્યાં દૂરથી. ૩

મ્હેનાં; તથાપિ કલ્પનામાં મોહિની જાદુભરી.
સ્નેહી હૃદયમાં સુમન ખીલશે સુહવશે શાંતિ ઝરી. ૪

-:—:○:—:-

## ૫૬. ઝરણું.

એકાંત સુક્ષ્મ સ્થળમાં ઝરણું ફુટેલું,
આછાં મીઠાં નીર ભર્યું વહતું વિલાસે;

કાંઇ ધીમો ખળખળાટ મચાવતું એ,
સૌન્દર્ય અર્પી વનભૂમિ સહુ સુહાવે. ૧

વીતી ખીણો અટપટા વળી માર્ગ કે એ,
આવ્યું વિશાળ પટમાં વધતા પ્રવાહે;
ઉંડું ગભીર જળ ત્યાં સમતાથી રેલી,
કીધાં રસાળ સ્થળ સૌ જનતા હિતાર્થે. ૨

આ ન્હોય એ પ્રથમનું ઝરણું ઝીણેરૂં,
આ તો સુહાગી સરિતા મલપંતી વેગે!
ઉત્ક્રાંતિકાળતણી અંગુલિએ અહીંથી,
'સંકોચ' ને દૂર કરી 'સુવિકાસ' પ્રેર્યો. ૩

કો જાણતું વહનમાં હજી યે શું થાશે?
દુષ્કાળ કે વિષમતા પથમાં શું હોશે?
હો ને ઉપદ્રવ બધા; જલદી વટાવી,
અન્તે અનન્ત ઉદધિ મહીં એ સમાશે. ૪

આવું જ છે વહન જીવન સ્નેહ કેરૂં,
ના એહના સરળ રાહ કદાપિ દીઠા;
ઉન્માદ, ભ્રાંતિ તરીને કંઇ જ્ઞાની સ્નેહી,
લે આત્મયોગ તણી શાંતિ અનન્ત મીઠી. ૫

૧૫-૧૦-૨૨.

## ૫૭. 'રસભરિયાં સ્મરણાં સ્નેહનાં.

અહિં તુટતે દિલ કુર વિદાય એ,
રસભરિયાં સ્મરણાં સ્નેહનાં (૨)
ઘડીક રીઝાવે ઘડીક સુઝાવે,
અધિ તો યે ઉભર્યાં નેહનાં...રે......રસ....

અહીં મળીયાં અહીં નયન ભરીને,
લીધ દર્શન પ્રેમલ જ્યોતનાં...રે......રસ...
અહિ ઉરશું ઉર ચાંપી દીધાં,
કૈં દાન એ દિલનાં દેહનાં...રે......રસ...

અહીં છુટતાં લોચન મન રડીયાં,
દીલ સૂનાં એ સ્નેહી જતાં...રે......રસ...
દૂર પડયાં, વિધ વિધ અંતરાયે,
હવે શાંત્વન, સ્મરણે સ્નેહનાં...રે......રસ...

## ૫૮. મુગ્ધાની મનોદશા.

"સ્નેહનાં ઝરણો અનેરાં ઉભરાયે શી રીતે?
ગાન અંતરનાં ઉંડાં ત્યાં લીન થાયે શી રીતે?"
અણુચીંતવી આ ભાવના ઉકેલવા પૂછો મને,
તો "રાહ પ્રેમીના ગહન છે શીખવ્યે કંઇ ના બને!"

"સ્વર દૂરથી કર્ણે જતાં છૂટે નવીન રસ ધાર કાં?
પ્રિય દૂરથી દૃષ્ટિ મળ્યે પણ ભુલતું તન ભાન કાં?
મીઠી સ્વજનની ગોષ્ટિથી ઉરે અવનવાં નૃત્ય શાં?
સૌ સ્નેહ સ્નેહીને મુઝવતો કાર્ય કારણ ત્યાં કશાં?

પવિત્ર બુદ્ધિ કંઇ આર્ય લગ્ને,
ખીલે વિશુદ્ધિ વળી આર્ય લગ્ને,
ઝીલી સહુ આ પ્રિય નામ મુગ્ધા,
દીસે રમન્તી અહીં આર્ય કન્યકા.

સખી સહુએ સરખી મળીને,
વીનોદ વાર્તા મહીં સૌ ભળીને,

ભાવી પતિનાં ગુણ ગાન લીન,
છે ધન્ય આ પુણ્ય પવિત્ર દીન.

ત્યાં કો આમ લવી ગઇ મદભરી "પીયુ દીઠા મેં ખરે
છે શું શાન્ત ગભીર આકૃતિ મહીં નેનો બહુ ત્યાં ઠરે,
ને એ સ્નિગ્ધ પ્રફુલ્લ મુગ્ધ મુખડું સૂચન્તું કૈં ભાવથી,
બાળે! ઉચ્ચ ઉદાર આર્ય દિલમાં ભાર્યા સમું કો નથી."

ભાળીને સખીઓતણાં નયનમાં છુપાયલાં હાસ્યને,
લજ્જાળુ મુખડે છવાઇ સુરખી નિઃશબ્દ બાળા બને,
જાણે શ્વેત પટે ઉડ્યું કુમકુમ પ્રાચી ઉરે વા રવી?
આશા લગ્ન તણી ભરી મલકતી બાળા ન શું ચુમવી?

આવ્યો વાઞ્છિત તુર્ત લગ્ન દિન એ બાળા બની વધુ
ને સંમેલન રાત્રીએ પ્રણયનું પ્યાલું પીયુથી પીધું.
૨૪-૭-૨૨.

## ૫૯. 'પ્રિયતમા.'

થતાં આછી એની પ્રથમ ઉડતી ઝાંખ મુજને.
અધૂરી છાયામાં પણ હૃદય આહ્લાદ ઉછળે;
હશે કોઇ એ તો લલિત નવલું સત્ત્વ ઉતર્યું,
સરી જાતાં જાતાં વિરલ ક્ષણને ધન્ય કરતું.

હતાં નેત્રો સંધ્યામહી મલકતા તારક સમાં,
અને સંધ્યા-ઘેરા શિરપર રહ્યા કેશ ઝૂલતા,
હતું જે જે એનું, દિસતું ઉપજ્યું હોય ક્યમ ના,
ઉષાને ખોળેથી, રસવર વસન્તેથી અથવા!

થનગને આકૃતિ એવી: પ્રતિમા નવલી નરે:
ચોંકતી ઘૂમતી હૈયે, ઉછળી મોહિની ખરે.

જઇ જોઉં પાસે, કહું ? સમજશો કોણ હતું એ ?
હતી દૈવી જ્યોતિઃ હતી પુનિત એ 'સ્ત્રી' જગ પરે.
સરે આંહી ત્યાંહી ઘરમહીં સદા કાર્યપર ત્યાં
કુમારીની મસ્તિ ભરી મલપતાં તીવ્ર પગલાં.

સુહાગી રેખાથી વદન છબી સ્હેજે સૂચવતી
થયું ને થાવાનું રસમય સદા જીવન અતિ.
ઘડી જ્યોતિમાંથી, શુભ સહુ થકી, તો ય પણ ના
ઘડ્યાં એનાં તત્ત્વો જગ જીવનથી છેક અળગાં.

ઘડીનાં સુખદુઃખોથી, ભોળાશા છળભેદથી,
સ્નેહ શોક તણાં દ્વન્દ્વો થાય એ પરના રહી.

વળી જોઉં એને ઘડી દિલમહીં શાંતિ ધરી હું,
અને એ મૂર્તિને ઉર ધડકતા પ્રાણ નિરખું.

અહા ! એતો પેલું સમજુ જીવતું સત્ત્વ જગનું
પ્રવાસી એ જુનું જનનથકી તે મૃત્યુ ભરવું.
ઠરેલી બુદ્ધિથી, સુદૃઢ મનથી, પુખ્ત નજરે,
ધરિત્રી શાં ધૈર્યે, પુનિત બળ, લાલિત્ય, સુરસે,
ભરેલી 'નારી' એ રચી જગપરે પૂર્ણ જનને,
કુપથેથી વાળી, સુપંથમહીં દોરી, હુંફ ભરે.
છતાં એ સત્ત્વનાં દૈવી, ભર્યાં તેજ અમોલ જ્યાં,
પ્રભુનાં પાઠવેલાં કો સ્વર્ગનાં દેવદૂત શાં.

૧૨-૧૦-૨૪.

* આંગ્લ કવિ વર્ડ્ઝવર્થ કૃત 'She was a phantom of Delight' નો આ અનુવાદ (translation) છે.

## પાદપૂર્તિ.

આવ્યો એ રસરાજ કે અજબ કૈં આકર્ષણે ઉભરી,
કાન્તા કૌમુદિમાંય કાન્તમિલને એ મ્હાવરી નીસરી;
દોડે, જેમ ચકોરી ચંદ્ર છુપતાં વ્યોમે ભમે આતુરી-
"એની ભાન વિનાની ચાલ નિરખી, ચંદ્ર ચૂક્યો ચાતુરી".

(—"ભાવનગર"—)

સાતમી-ગુજરાતી-સાહિત્ય-પરિષદ્-અધિવેશન-પ્રસંગની-
સફળ રસ સમાધિ.

તા. ૨૦-૪-૨૪.

# એનો વિયોગ.

.. ...એ તો વીતી હોય તે જાણે. વિરહની વેદના સમજવા વિરહી જ જોઇએ. એ સ્વર્ગે જવા આપે જ (કોઇને ઉદ્દેશીને નથી કહેતો) મરવાની જરૂર છે. નહીંતર વિષય એવો છે કે રીઢા કે રૂઢીબદ્ધ પ્રૌઢો "અંહ્, એમાં શું?" કહી નાક ચડાવશે. વેદના માપવાના યંત્રો નથી નીકળ્યાં ત્યાં લગી કોઇ વૈદ્ય-હકીમો કે વડીલો આ દશા તરફ દિલસોજી નથી જ દર્શાવવાના. સઘળા રોગોનો ભયંકર યોગ તે આ વિયોગઃ એમાં તાવની ધગશ, શરદીનો કંપ, મગજનું ભમવું, સાંધાની કળતર, ચેતનનું વિરેચન, અને પરિણામે એવો જ કંઇ સન્નિપાત કે બકવાદ—આટઆટલું હોવા છતાં કોઇ જ ખબર ન પૂછે? દવા નથી માગતો, પણ દયા તો અવશ્ય માગી લઉં છું. વીંછીની વેદના, કોમળ ગુલાબનું કાળજું કોરતો કીટ, કે કપડામાં ચડી ગયેલ ચાંચડ એ તડફડાટ તરફ શું મનુષ્યો હસ્યા જ કરવાના? હસવું બહુ સહેલું છે, અને હસનારાં તો હરઘડી મળી રહે છે; પણ રડવું, અને તે પણ બીજાને દુઃખે, એ રસ્તામાં નથી પડયું. જગતમાં કંઇ સહૃદયતા ઉભરાઇ નથી જતી એ હું સારી રીતે સમજું છું. છતાં આ અરણ્ય-રૂદન શા માટે? ઘણાખરા હસશે, વાંચ્યા પહેલાં અને પછી; અને ક્યાંક કોઇક જાણી અજાણી આંખો દૂરથી ય ભીની થશે, એટલો તો માનવ હૃદયમાં મને હજુ વિશ્વાસ છે. તો કાં ન લખું? હસવું હસાવવું કે રડવું રડાવવું, તે સિવાય જીવનમાં બીજું કરવાનું છે શું?

વિયોગી માફક જ વધતો ચાલ્યો, ખરૂં? વિયોગ કોનો? 'પૂછશો માં પૂછશો માં, મારા હૈયાની વાતડી કોઇ પૂછશો માં.' પૂછશો તો પસ્તાશો.

નામ નહિ દઉં. હૈયે છે તે હોઠે આવી જાય તો લાચાર, બાકી નહિ દેવાય ત્યાં લગી તો નામ નહિ જ દઉં. પરબારા અંત પર જ આવો એ અજુગતું કહેવાય. અરે ! એ પર તો પડદા પાડવા મથું છું, છતાં યે પડઘા શમતા નથી. પહેલેથી જ કહું, વિયોગ પહેલાંની વાત. મુરબ્બીઓ માફ માગીને મારી કરુણ કથની માંડું. જાણે એના વગર મને ઘડી એક ચાલતું નહિ. એ અદ્‌ભુત હતી. કેટલાક એને વખોડતા, પણ તેઓને એ દ્રાક્ષ ખાટી થઇ પડેલ હશે; મને તો એ બહુ જ મીઠી લાગતી. જગત ઠંડુ ગાર હોય, આ શીયાળા જેવું શીતળ હોય, તો ય હું એના જોરે ઝુઝતો. એની હુંફે તો મેં રાતની રાત કાઢેલી છે. એ જ મારા જીવનનો ઉલ્લાસ. આખી દુનિયા ડૂબી ગઇ એટલી જે અગાધ તેને અધરે ચૂમતાં કે ઘુંટડાં ભરી ભરી પીતાં ય તે કેમ શાંતિ થાય? હું કાં, શેલીની માફક, એ દિલાવર દરિયાવમાં ડૂબી ન મૂઓ?

અમૃતની તૃપ્તિ થતી નથી, અને એ રસપાનનો હું સદાનો પિપાસુ જ હતો. એ કુમાશ, એ ચમક કોણ કહે છે કે એ પ્યાલો ઝેરનો હતો? હોઠ દાઝતા, હૈયું દાઝતું, પણ મારે તો એ સ્વર્ગ હતું. નરમ કે નરી મિઠી એ મારે ન જોઇએ. જલદ હોય , જીગર જલાવતી હોય, અરે સાક્ષાત્ હલાહલ હોય, તો ય એને ખાતર હું શંકર બની એને પી જાઇશ......અરે ! પ્રભુ; હવે સંસ્મરણો કાં સળગાવ? "ભોગવ્યું તેનું સ્મરણ કરવું એ ય છે એક લ્હાણું" એ તે લ્હાણું કે લ્હાય?

એને ને મારે હવે શું છે? ખાલી, બધું જ ખાલી. હવે નકામા ધુમાડાને બાચકા શા? જ્ઞાન તો ઘણું ય છે, પણ તે બીજાને આપવા માટે. કસ્તુરીમૃગ માફક મારૂં જ્ઞાન મને જંપવા દે તેમ નથી. વિયોગ

વસમો છે હો ! ઘણું ય ઘણું ય લખે છે તેમ લખેલું અને વાંચેલું; પણ વીતેલું નહિ. જાણવું અને જોવું એ બેમાં આસમાન જમીનનો તફાવત છે, તે આજે જ જાણ્યું...પ્રેમમાં પડયા છો? પરબારા હો; પુસ્તક દ્વારા નહિ; તો સમજાશે હું કહું છું તે. પુસ્તકમાં તો આંખો પર અમર વાક્યો વાંચ્યાં હશે: અજગરની આંખ જોઇ છે–કોઇ ઘોર અંધકારમાંથી જીવન–જ્યોત સમી કે કાળની ઝાળ સમી ટમટમતી?......કવિ હશો અને અનુભવી હશો તો જરૂર કબુલ કરશો કે વિયોગ–એનો વિયોગ બહુ વસમો છે. માથું ધમધમ્યા કરે, અંગે અંગમાં બળતરા ઉઠે, સ્મૃતિમાંથી સઘળું સરી જાયઃ ન સરે માત્ર એ. એનો મૃદુ રણરણાટ; અપ્રતિમ દેહ સૌરભ, એનો આર્ય વર્ણ, અને મૂર્છા સમી એની મીઠાશ. વિચારનાં વાદળ ભેદીને એ સઘળું પલકારામાં વીજળીની માફક ઝબકી ઉઠે... ક્યાં જાઉં? સૃષ્ટિમાં એ સર્વ વ્યાપી છે. ' આસપાસ આકાશમાં ' (ચંન્દ્રલોકમાં તો એ જરૂર હશે) કૉલેજના અભ્યાસમાં કે સ્ટેશનના ત્રાસમાં જ્યાં જ્યાં નજર મારી ઠરે ત્યાં ' એની એ ' એના તો ' મુજ અંતરમાં આવાસ.' હું જ્યાં જઇશ ત્યાં એને દેખવાનો. જગ્યાઓ પલટું પણ જીગર કેમ પલટાય? માણસ પોતાની જાતથી નાસીને ક્યાં જાય? આ દેહે તો દેખવું અને દાઝવું. કદાચ પછીથી ય વાસનાદેહ વસમો થઇ પડવાનો...

......એ તો ગઇ. દિવસો ગયા અને જશે. જીવનની જડતામાં હું ય જડ બની ચીલામાં ગાડું ચલાવ્યા કરીશ. મુરબ્બીઓ મુબારકબાદી આપશે. સમાજ કહેશે કે "આ—ખર સમજુ ખરો." શું એનાથી મને હાનિ હતી? હાનિ–લાભના ઓ હિમાયતીઓ? દાઝયા પર ડહામ ન દેશો? શું એ લગની લાગેલી કે લત? એ તમને નહિ સમજાય.

એ તો એ સમજાવે તો જ સમજાય. એની સાથેના અમર અનુભવોને શું મોહ માની લઉં ? મોહમાં પડેલા એ માનવીઓ ! તમારાં જ અંતર ને ઓળખો. માનવી જન્મથી જ મૂર્તિપૂજક છે. ઘટ ઘટમાં એ વ્યાપી રહેલ છે. શ્રી મુખનાં વચન છેઃ--

सर्वस्य चाहं हृदि संनिविष्टो ।

એ પણ કહેતી,

" ચા હજો થોડી ભલે, પણ ચા હજો મુજને સદા " દેવી ! દેવી ! તારાથી સ્મૃતિ અને તારાથી જ્ઞાન; તારાથી પ્રેરણા અને તારાથી પ્રાણ તારાં રટણ તો સદાયનાં રહેવાનાં. તને કૃતઘ્ની નહિ થાઉં. તારૂં પાત્ર ખાલી પડશે તો આત્માનાં આંસુથી ભરી દઇશ.

"હર્ષ શું જીંદગીમાં ને હર્ષ શું હોત મૃત્યુમાં,
સર્વ જો ચાહ ના રંગે રંગાયું હોત વિશ્વ ના ?

...............દેવી, સમજાવની, " ત્યાગ મોટો કે તૃપ્તિ ?" ચાહ વધે કે કાફી ?

# વાસ્તવિક સંવાદો

---

(નોંધઃ—જેમ અંગ્રેજીમાં લૅન્ડોરના 'કાલ્પનિક સંવાદો' સુવિખ્યાત છે, તેમ આ વાસ્તવિક સંવાદો એ આપણું વિશિષ્ટ અંગ છે. સાહિત્યમાં, સમાજમાં, ગૃહજીવનમાં, જાહેરજીવનમાં, રાજા પ્રજામાં એ સદા સર્વદા અણુનોંધ્યા જ રહી જતા હોવાથી 'કાલ્પનિક' 'વાસ્તવિકનો' ભેદ ભૂલાઇ જાય છે. પરંતુ એ બન્ને પ્રદેશો જરૂર જુદા છે એમ આ પ્રકાશથી પુરવાર થાય તો જ આ સંવાદો સાર્થક ગણાય.)

૧

(કવિના એક ભવ્ય ભાષણ દરમ્યાન).

"ઉર્મિલા, માણેકબેન રૂપાળાં તો નહિ હો!"

"અને ખાદીની સાડી તો જો...બિચારા કવિ!"

"નરી સરલતા કોણ પૂજશે? નહિ તેજ, નહિ તરંગ"—

(સામી હારમાં બેઠેલો સુરેશ પોતાની વાત થાય છે એમ ધારી હોંસથી હસે છે.)

× × × ×

૨

(બે સાક્ષરો)

"એ લેખ મેં તો પૂરો વાંચ્યો જ નહિ. હું એને જાણું નેઃ અને નહીંતર પણ એ તો મારો જ વિષય એવો ખખડાવીને review લીધો છે કે ફરી લખતાં ભૂલી જાય."

"પણ સાહેબ, જો જો મને આજે પ્રમુખપદેથી ન છોલાટતા."

"અરે રસિકભાઇ, એ શું બોલ્યા? આપણો સંબંધ—અને પાછા મારા ભાષણમાં તમે જ પરમદા'ડે પ્રમુખ, એ હું કેમ ભૂલું?

"ના ના, એ તો સ્હેજ. પણ, આ બે ભાષણ તો અહીં થયાં. હવે બહારગામની ગોઠવણ કેમ કરશુ?"

"એ તો હું તમને મુંબઇથી મધુભાઇ પાસે જ લખાવડાવીશ–મારે પીછાન છે. અને ભૂલતા નહિ હોં!—"

"કેમ ભૂલું? પહેલા તમને જ નિમંત્રે–મારાથી પછી જ બોલાય એ તો દીવા જેવું છે."

૩

(સાક્ષરનાં ઘરમાં)

"એટલે? તારે એ ભાષણ વાંચવું જ પડશે."

"ને આ અનિલ રડશે તે?" "રામો રાત લગી બહાર લઇ જશે."

રસિલા (રડતે અવાજે) "તમે મહેરબાની કરી મને ત્રાસ ન આપો. તે દા'ડે કેવી કફોડી સ્થિતિમાં મને મૂકી દીધી'તી? મારે નામે આવેલો લેખ મને જ ન સમજાય, તે લીલાબેન કંઇ મૂરખ નથી. ચટ્ટ સમજી ગયાં ને વાત ફેરવી નાખી. મેં તો ત્યારથી પાણી જ મૂક્યું છે"—

"હા, હા–તારે નામે. જીવતાં તો શું પણ મરીશ તો ય તારા અપ્રકટ લેખો છપાવીશ. જોતી નથી, આખા ઘરનું નામ આવી ગયું ને ગમાર જેવી તું રહી જાય તે?—કોની વહુ છે તે ખબર છે?

"હવે જમી લેશો?"

"જહન્નમમાં જાય તારૂં જમવાનું, બે રોટલી સારી આવડી,

એટલે બડાશ મારે છે! આજ જવું છે કળાવતી બેનને ત્યાં આપણે જમવાને. ચાલ, વહેલી થા."

"પ્રભુ ખાતર મને ભૂખી ન મારો. એ તમારાં લેખ્ખિકા હશે, પણ એમની રસોઇ તો તમે જ વખાણો. પેલી એમની દાઝેલી દાળ હજુ ય દાઢમાંથી નથી જતી—"

"જંગલી, ભાન છે બોલવાનું? મુંગી-(સાક્ષરશ્રી રમેશચંદ્ર પ્રવેશે છે.)

રમેશ—"કેમ ભાઇ, ક્યાં તૈયારી?"

"અરે રમેશભાઇ! માફ કરજો. આજ તો દેવીનું ભાષણ છે, અને પછી કળા બેનને ત્યાં જમવાનું છે......ચાલો, darling, લટકા કરતાં late ના થતાં........

૪

## (કૉલેજની રીસેસમાં)

"સા—મ્હેતા, ડીબેટીંગનો સેક્રેટરી થયો. ઝટ જાણે મિસ દેસાઇ ને બોલવાનું કહેવા જાઉં,....."

"નામ મૂકને, એવા કેટલાક કહાડી?...પેલો જાની, last year (ગયે વર્ષે) કોઇ દા'ડો આગલી બેન્ચે દીઠો'તો?...ને હવે તો પેલી સુશીલા ક્લાસમાં આવી છે. ભાઇ સાહેબ સીટ માટે અરધો કલાક વ્હેલા આવી લાગે છે..."

"ને સાહેબ પાસે એ Rebecca ને રોજ રોજ શી difficulties solve કરવાની હશે?"

"તારે એને નથી પરણવું ને?—ચાલ, બેલ થયો."

૫

## ( બે જાહેર નેતાઓ. )

" કેમ શામળભાઇ, હાલ ક્યા પ્રાંતમાં ચળવળ ચલાવો છો ? "

" શું મધ્યપ્રાંતમાંનું મારૂં ભાષણ નહિ વાંચેલું ? "

" કંઇ ઉઘરાવ્યા ? "

" અરે ! દેશમાં દમ ક્યાં છે ? માંડ જતાં આવતાંનું ફર્સ્ટ ક્લાસ નું ભાડું નીકળે તો—"

" સાળું હવે તો મહાત્માજી, દાસ, મહમદઅલ્લી, કોઇને નામે પેદાશ નથી...આ વૈશાખમાં જ છોકરીનાં લગ્ન છે. કંઇક કરવું પડશે. વાતાવરણ જ કેવું ઠંડુ છે !...હવે તો જેલમાં ગયા સિવાય બીજો ઇલાજ નથી.

૬

## (રેલ્વે, રેવન્યુ બેંક અગર કોઇ પણ ઓફિસમાં)

" સાહેબ, મારો હજી નિકાલ નહિ થયો. "

ઉત્તરમાં મૌન.

" સાહેબ હું ધંધાર્થી માણસ "—

મૌન.

" સાહેબ, આપને ચા પાણીનું બંધાણ ખરૂં ? "

" મૂર્ખ, આ જમાનામાં કોને નથી ? "

૭

## (સહેન્દ્ર મંદિરે.)

" કેમ મહારાજા, તમારી રૈયત તો બહુ ફાટી ! "

" નવાંબ સાહેબ, એ તો હાથી વાંસે કુતરાં ભસે. "

"પણ પેલો ધાંધલીયો શર્મો નાસી ગયો—"

"ઘર ખોરડાં, બૈરી છોકરાં તો છે ને? અને ગમે તેવો તો ય હું અર્જુનનો વંશજ – અજાનબાહુ – મારા હાથ લાંબા છે હો!"

નવાબ સાહેબ: (રમુજમાં) "આપના ક્યા અવયવ લાંબા નથી? પણ માથે સરકાર છે હો—"

"એટલે? હું ફર્સ્ટ ક્લાસ સ્ટેટનો રાજા...અને સરકારને પણ દરકાર દેશની નહિ પણ દ્રવ્યની છે, સમજ્યા જનાબ?"

૮

(વિલાયતમાં)

હર લેડીશીપ "આ કપૂત પાક્યો"

હીઝ લોર્ડશીપ "ઇન્ડીયા મોક્લીશ."

# કવિ અને વિવેચક.

---

સારામાં સારો કવિ એ સંગીન વિવેચક ભાગ્યે જ થઇ શકે.

અંગ્રેજી સાહિત્યમાં કોલરિજનું જ્વલંત દૃષ્ટાંત ઉપલા સિદ્ધાંતને પ્રથમ દૃષ્ટિએ તો કંઇક બાધકારક જણાશે; પણ, 'એકાદ અપવાદથી સિદ્ધાંત કંઇ દઢીભૂત બને છે,' એમ પ્રત્યુત્તર વાળવો એ ડૉ. જોનસનને જ પાલવે. કદાચ સ્હેજ ટકોરમાં એમ પણ કહેવાય કે કોલરિજની ગંભીર અને ગભરાવતી કવિતા એ અફીણની અદ્‌ભુત પ્રેરણાનો, કંઇક નિદ્રા-સમાધિ સ્થિતિનો, પરિપાક હશે; પરંતુ એનાં વિજળી જેવાં વિવેચનો એ જ એની નૈસર્ગિક મેધાના, એની વેધક દૃષ્ટિના, ખરા ચમત્કાર છે. અને આ ઉત્તરમાં ઘણું સત્ય રહેલું છે. છતાં, એ પણ ભૂલાવું ના જોઇએ કે વેધક દૃષ્ટિથી વિવેચક થવાતું નથી. દૃષ્ટિમાંય જો રાગ, વેગ કે સ્વપ્નાંઓ તરવરતાં હોય તો કવિતા શોભે અને વિવચક વણસે. કોલરિજની કલ્પના-ની પાંદડી પાંદડીએ પમરતો શેક્સપિયર એ એક આદર્શ સ્વપ્નું છે: કદાચ લેખકના જ આત્માનો આવિર્ભાવ હશે. પણ એ વાસ્તવિક શેક્સ-પિયર કેટલે અંશે છે એ વિવાદાસ્પદ છે. અહિ કોલરિજ કવિ વધારે હતો કે વિવેચક એ પ્રસ્તુત નથી. પરંતુ, કવિ અને વિવેચક, એક વ્યક્તિ માં પ્રવેશીને પણ, કેવા કજીયા કરી મૂકે છે એ જ જોવાનું છે.

ત્યારે પ્રથમથી જ આપણે એ બંને ને છૂટા પાડીએ. કવિ વિવેચક નથી તે નથી જ; પરંતુ તે વિચારક તો જરૂર છે. કવિનાં બે પ્રેરક બળો તે વિચાર અને વેગ કે આવેગ. કલ્પના એનું વિશિષ્ટ વાહન છે. ચિત્રાત્મક વિચાર એ કવિની સચોટ કલ્પના; ભાવનાત્મક કે આદર્શ–

પર્શી વિચાર એ એની આર્પદૃષ્ટિ કે ભવ્ય કલ્પના. તેમ જ બીજી રીતે, લ્પના એટલે વિશ્વની વેદનાનાં સંવેદન અને આદર્શ ભણી ઉછાળા. વિનું, મહાન કવિનું આ માનસ.

આપણે એનો પ્રથમ ગુણુ લઇએ. વિચાર શકિત વગર તો ટહુકતી ાયલો પાકે, પણ કવિ ન સંભવે. ચિંતનાત્મક વિચારનાં વિશાળ પાયા ર જ કવિ વિશ્વ રચે છે, અને એ જ ચિરંજીવ રહે છે. આ દૃષ્ટિએ કવિ અને તત્ત્વચિંતક એ બંને એક છે. સામાન્ય મનુષ્યના કરતાં કવિ ઉંચું જુએ છે. એનું આજ કારણ છે. કવિનું આ લક્ષણ વિવેચકને પણ ાધક નથી. જે ગુણ કવિને તત્વચિંતક અગર વિવેચકથી એકદમ જુદો ાડે છે તે તેનો વેગ અને આવેગ. આ એનો બીજો ગુણ અથવા વેશિષ્ટ લક્ષણ. કવિ બુદ્ધિપ્રધાન નથી. મહાસાગર સમો કે મહાપુરુષો ાફક એ ઉર્મિપ્રધાન છે. જેમ તે સામાન્ય મનુષ્યો કરતાં વધારે જોઇ શકે છે ેમ તે સામાન્ય મનુષ્યોમાં પણ પેસી શકે છે. ઘટઘટની ઘટના જાણનાર કદાચ એ ઇશ્વરનો જ આશાવતાર પણ કેમ ના હોય? વિ ઉર્મિઓથી અંતરમાં ઉતરે છે, ઉંડાણો ઉકેલે છે, અને હૃદયતાથી સાથે લઇ, ઉડ્ડયનોમાં પણ ઉપાડી જાય છે. કવિ વેચારક તરીકે પણ સારગ્રાહી નહિ પણ સર્વગ્રાહી છે. એ વિવેચકની માફક સારા નરસાની સીમા દોરતો નથી; પરંતુ કલ્પનાબળે એ અસાર માંથી ય સાર શોધે છે: ‘ There is a soul of goodness, even in things evil ’—એવું તો મહાત્મા કે મહાન કવિ જ કહી શકે.

અલબત, કવિનું સાધન તે કલ્પના, જ્યારે બિચારા વિવેચકનું સાધન તે સંગીન તો ય સાદી વાણી. કવિને રત્નાં સ્વપ્નાં સેવવાનાં,

અને વિવેચકને રહી વાસ્તવિક વાતો કહેવાની. કવિ સમતોલપણું સાચવતો નથી અને વિવેચક તે ખોતો નથી. સમતોલપણું ન જાળવ્યાથી ઉડાય પણ ખરૂં, અને પડી પણ જવાય. જો પ્રેરણાની પાંખમાં જોર હશે તો ગગનમાં ગુરૂત્વાકર્ષણ નહિ નડે. કવિના ઉડ્ડયનોમાં 'ધડો' નથી હોતો, એમ જ આક્ષેપ મૂકવામાં આવે છે એનો અર્થ એવો કંઇ નીકળે કે કવિયો વ્યવસ્થિત, સુઘડ સિદ્ધાંતો કે ધોરી રસ્તા નથી બાંધી જતા કે જેથી જનતા આંખો મીંચી ચીલે ચીલે ચાલી જાય તો ય ક્યાંય અફળાય નહિ. આ વાત ખરી છે. ગગનમાં ગાડાંઓ નથી ચાલતાં, નહિતર ચીલાઓ ક્યાર ના ય પડી ગયા હોત. કવિની ફિલસુફી સાંખ્ય, વેદાંત કે પ્લેટો, એરિસ્ટોટલની માફક પાઠય પુસ્તકોમાં નથી પૂરાતી. એ ચોકઠાંઓમાં બંધબેસતી નથી આવતી. એક જ દાખલો બસ થશે. વડ્ઝ્વર્થનું 'Immortality Ode' અદ્દભુત ઉડ્ડયન છે, અને લુલી ફિલસુફી છે.

વિવેચકને આ ક્યાંથી પાલવે? એ રહ્યો પદે પદે માર્ગદર્શક અને કવિ રહ્યો પહેલેથી છેલ્લે સુધી પ્રાણપૂરક. વિવેચક રહ્યો દોરનાર અને કવિ રહ્યો દોડનાર. અહીં વિવેચકનો વિશિષ્ટ ગુણ સહજ તરી આવે છે. વિવેચક એ વિચારક છે તેમ જ વ્યવસ્થાપક છે. કવિ એ નથી. ક્યાંથી હોય? વિવેચકને ઉડાઉડ ન પાલવે; તેનો એને અવકાશ જ નથી. કવિ કથળે તો કપિ થાય, અને વિવેચક વંઠે તો વિવેક જાય. કવિની આંખ ભાવભીની કે ભાવનામય ભલે હો, પણ વિવેચકની વાણી કે વૃત્તિ નિર્મળ નીર જેવી હોવી જોઇએ. એની આત્માની આરસીમાં ડાઘ પડેલા ન હોવા જોઇએ. એમાં તો જેવું હોયે તેવું જ દેખાય. કંઇક અંશે તો એમ પણ કહી શકાયે કે પરમ શાંતિથી વિવેચક, અને પરમ અશાંતિથી કવિ. કવિનો

ગુણ એ જ વિવેચકનો દોષ. વિવેચકને એક જ વેગ, એક જ ધગશ હોય–કરવત માફક સાર અને અસારના કકડા જુદા પાડવાની. અને એથીય સૂક્ષ્મ દૃષ્ટિએ જુઓ તો, વિવેચક સાપેક્ષ સત્યનો પૂજારી છે, અને તેટલા જ પ્રમાણમાં એનામાં જુસ્સો કે ગુસ્સો સ્થાને છે.

પરંતુ કવિના બીજા મુખ્ય ગુણમાં વિવેચક એની સાથે જ છે. જેમ કવિ એ વિચારક છે, તેમ વિવેચક પણ વિચારક છે. વિચારકના વિશાળ ઘુમ્મટ નીચે તો કવિ, ફિલસુફ અને વિવેચક, એમ બધા જ સમાઇ જાય. વિવેચક જો વિચારક ન હોય તો તુલનાશક્તિ જ ક્યાંથી લાવે? જો અભ્યાસથી સિદ્ધાંતો બાંધ્યા ન હોય તો માપ કાઢે જ શા વડે? જો ક્ષીર દીઠાં જ ન હોય તો નીરક્ષીર વિવેક ક્યાંથી સંભવે? અને જો આત્માનાં ક્ષીરસાગરનાં વિચારમન્થન ન જ થયાં હોય તો રત્નો પણ ક્યાંથી સાંપડે? આમ વિવેચક એ ય પૂરો વિચારક તો હોવો જ જોઇએ.

એ વિચારક છે. અને સાથે વ્યવસ્થાપક છે. એમ પણ કહેવાય કે વિશ્વની વ્યવસ્થાપક સમિતિનો વિવેચક એ પ્રમુખ છે. કવિ એ નથી વ્યવસ્થાપક સમિતિનો વિવેચક એ પ્રમુખ છે કવિ એ નથી.

કવિ વિચારમાંથી વિશ્વ ઘડે છે; વિવેચક વિચારમાંથી આચાર ઘડે છે. કવિને આ દિશામાં વિવેચકની અપેક્ષા છે. કવિના વિશ્વનો વિવેચક કારભારી છે. આને વ્યવહારી રીતે વિનોદમાં કહીએ તો વરવધુન્યાયે કવિ–વિવેચક અન્યોન્યના પૂરક ગણાય. પણ તો ય દ્રષ્ટા અને સ્રષ્ટા એ તો કવિ જ.

કવિ અને વિવેચક એક વ્યક્તિમાં ક્યાંથી સંભવે ? વિવેચકને ઇયત્તા છે, કવિને એ નથી. એનું રહસ્ય માત્ર એક જ છે. બુદ્ધિનો પ્રદેશ બહુ વિસ્તૃત છે, અને જ્ઞાનના મહાસાગરને તટે આપણે રેતીનાં રજકણ અને છીપોલીઓ જ વીણીએ છીએ એ બહુ ખરૂં છે; અને એ પ્રદેશમાં વિવેચક સમસ્ત જગતનો મહાન સહાયક છે એ પણ ખરૂં છે. પરંતુ એ મહાસાગરની ય પેલે પાર, યો बुद्धेः परतस्तु सः, એવો એક અનન્ત પ્રદેશ છે કે જ્યાં ડૂબી જવાને માટે કવિ સિવાય કોઇની શકિત નથી. ત્યાં વિવેચનનાં બલખાં વ્યર્થ છે. બુદ્ધિ કરતાં જેમ અંતે શ્રદ્ધા વધે છે, તેમ પ્રતિભાના પડકાર કરતાં પણ પૂજાનો પ્રણિપાત આખરે તો વિરાટ વિશ્વને વધારે જ વાંચી શકે છે. વ્યષ્ટિ સમષ્ટિ કે પિણ્ડ બ્રહ્માણ્ડનો ભેદ ભાંગી જાય એવી વિરલ ક્ષણો વિવેચકને નથી વરી. વિવેચકની દૃષ્ટિએ પથ્થર એજ કવિની દૃષ્ટિએ પ્રતિમા. વિશ્વ એક અણઉકલ્યો કોયડો છે—પણ એનો કંઇયે ઉકેલ થતો હોય તો કવિઓથી જ.

કવિને વિવેચનની વાડ બાંધવી એથી ક્રૂર કથા બીજી કઇ હોય ? કારણ, વિવેચક વર્તમાનને ગોઠવે છેઃ કવિ ભાવિને ઘડે છે. કવિ વિવેચક ક્યાંથી થાય ?

# સૉનેટ.*

કોઇ પણ વ્યક્તિનો પ્રથમ પરિચય થાય ત્યારે તેની લંબાઇ-પહોળાઇ, પહેલ વહેલી આંખમાં ઠસી જાય છે. એના ગુણ-દોષ, એનું હૃદય, એનો આત્મા, એ બધું ઓળખવા અનુભવ જોઇએ. તેમાં ય કોઇ પ્રકારનું વૈશિષ્ઠ્ય કે વૈચિત્ર્ય હોય ત્યારે તો જરૂર એમ જ થવાનું. 'સૉનેટ-સુંદરી'ની પણ આપણે આંખની ઓળખાણ છે. એ કાળી છે કે ગોરી, કોમળ કે કઠોર, ધીરી કે ઉતાવળી—એ કશું જ જોયા વગર આપણે ગાંઠ બાંધી લઇએ છીએ કે એ બાંધી દડીની, ઠુંકી ને ટક, ટાપટીપે તોબા પોકરાવે-એવી શા કામની? આપણે મ્હોડું મચકોડીને ચાલ્યા જઇએ છીએ. સૉનેટ એટલે આપણે મન ચૌદ લીટીનું ચોકઠું. જીવન કે કવન ચોકઠામય કેમ પોસાય?

એવી ભૂલ અનુભવ વિનાનાં જ કરે. પહેલી એ ટાપટીપ તપાસીયે. નહીં તેર કે નહીં પંદર એવી સૉનેટને લલાટે લખાયેલી ચૌદ જ લીટી, અને પદે પદે એ પ્રાસનો ત્રાસ—આ તે કળા કે કૃત્રિમતા? ઉત્તર એ છે કળા એટલે જ કૃત્રિમતા. કવિતામાં (સુરત શહેર સિવાય) વ્યવહાર ક્યાં ચાલે છે? રાફાએલનાં માનવસ્વપ્નાં કોને મળ્યાં છે? ટર્નરના રંગો આસમાનમાં ક્યારે ઉગ્યા? અને વિનસ દ મીલો કે ઍપોલો બેલવીદેર ને કોણ પરણ્યું છે? કળા એટલે જ કુદરત ઉપર માનવીની કરામત. કળાકારનું માનસ એટલે 'હું ઇશ્વર હોઉં તો આવી સૃષ્ટિ રચું'. જેટલે અંશે શિલ્પકળા, ચિત્રકળા, કાવ્યકળા, સમસ્ત કળા કૃત્રિમ છે, તેટલે અંશે અલબત, સૉનેટ પણ કૃત્રિમ છે. એથી વિશેષ જરાય નહિ.

---

* નડિયાદ સાહિત્ય પરિષદ માટે તૈયાર થયેલો નિબંધ.

સૉનેટની ચૌદ લીટી એ વિધિના લેખ નથી, પણ અનેક વિધિઓનું પરિણામ છે. એના વિકાસનો ઇતિહાસ કંઇક માનવીના વિકાસના ઇતિહાસ જેવો છે. અગાઉ સપુચ્છ સૉનેટ (Tailed Sonnets) પણ હતાં; અને રહેતે રહેતે હવે સૉનેટ સુઘડ સભ્ય બન્યું છે.

એ ઇતિહાસ જોઇએ. પુરાણ કાળનાં કાવ્યો સ્મરણને સતેજ રાખવા વાદ્ય સાથે ગેય હતાં. યુરોપના કાવ્યસાહિત્યનો સાગર ગ્રીસ અને ઇટલીમાં ગાજતો; તે રૅનેસાંના મંથનકાળમાં મધ્ય યુરોપ પર રેલ્યો; અને એની છોળો ફ્રાંસ અને ઇંગ્લાંડને ઉડી. સૉનેટ એ મંથનકાળનું મહામોલું રત્ન. એની ઉત્પત્તિ સંબંધે બે મત પ્રચલિત છેઃ કેટલાક એનું બીજ ગ્રીક 'ઍપિગ્રામ'માં જુએ છે. ("The essential principle of the ancient epigram was the presentment of a single idea, emotion or fact". એટલે કે, "પ્રાચીન ઍપિગ્રામનો મુખ્ય ઉદ્દેશ એક જ વસ્તુ, વિચાર કે ઊર્મિને આલેખવાનો હતો".) કેટલાક તેને બીજી રીતે, ઇટેલિયન 'સ્ટ્રૅમ્બોટો' સાથે સાંધે છે: ("It is that fleeting bar of Verbal melody, which in its narrow compass, presents one fact of nature and one metaphorical allusion based thereon". અર્થાત્ "એક વસ્તુસ્થિતિનું વર્ણન અને તે પરથી એક સાદૃશ્ય સૂચન, એટલું આ ટુંકી સંગીત લહરીમાં સમાઇ શકે છે.")

આમ, સૉનેટ, પ્રૉવેન્સના પ્રદેશમાં, ઘેટાંઓની ડોકની ઘંટડીઓના તાલે પહેલું ઘડાયું, કે સિસિલીમાં ભમતા ભરવાડોની વાંસલીએ એ પહેલું વસ્યું, તે પર વધારે કાળક્ષેપ કરવાની જરૂર નથી. તેમ જ,

પહેલું હયાત સૉનેટ Pier delle vigne નું કે તેરમા સૈકાના Fra Guittone, કે જેને કોઇએ કાવ્ય સાહિત્યનો કોલમ્બસ કહ્યો છે, તેનું– એ પણ બહુ અગત્યનું નથી. જેમ મયુરની કેકા મેઘગર્જનામાં દબાઇ જાય છે, અગર જેમ ચલણી નાણાં પરથી નાના રાજાઓનાં નામે ભૂંસાઇ, સરકારનો સિક્કો જ સર્વવ્યાપી થઇ રહે છે, તેમ સૉનેટનો પણ પ્રસિદ્ધ પિતા તે પિટ્રાર્ક. પરંતુ ચૌદ લીટી કંઇ પિટ્રાર્કના પ્રમાણથી જ નિર્ણીત નથી. એની પાછળ તો સૈકાંઓની ભાંજઘડ રહેલી છે. કંઇક એવું કલ્પી શકાય કે પ્રાચીન ઍપિગ્રામની બે લીટી કે સ્ટ્રૅાનેલોની બે ચાર લીટી પૂરી ન પડવાથી ધીમે ધીમે કવિઓ દોર મૂકતા ગયા–કડીમાંથી કાવ્ય પર ગયા–આઠ, દસ, બાર, લીટી અધૂરી લાગી હશે–કોઇકને સોળ વધારે પડી હશે–કંઇક કાવ્યની પ્રેરણા અને કંઇક સંગીતની સાનને આધારે ચૌદ લીટી આખર ફાવી હશે, પ્રથમ ઘડનારને મંત્રદ્રષ્ટા જેવો આનંદ થયો હશે. પ્રથમ ગાનારને એક નવીન વાદિત્ર મળ્યું અને પછી પ્રાસ જાણે એણે એક પછી એક તાર બાંધવા, મેળવવા માંડ્યા. છંદ છંદનો અને રાગ રાગનો આવો જ કંઇ ઇતિહાસ હશે. સરિતાના તટ સરિતા પોતે જ બાંધી લે છે (સાત લીટીએ ભંગ પડે તે આઠે અટકયો હશે; 'સ્ટ્રૅાનેલો' પરથી ચિત્રાત્મક વિચાર ઉતારવા ય આઠ અને છ લીટીના બે ભાગ પાડવા પડ્યા હશે–આ સઘળો કલ્પના પ્રદેશ.)

યુરોપમાં આપણે અંગ્રેજો સાથે અને અંગ્રેજ સાહિત્ય સાથે ગાઢ સંબંધ છે, અને એ સાહિત્ય સંબંધમાં કંઇ શરમાવા જેવું નથી. જેમ એ સાહિત્ય જ્વલંત છે તેમ એનું સૉનેટ સાહિત્ય પણ સમૃદ્ધ છે. આપણને એ માર્ગદર્શક છે. એક દેશ બીજા દેશનો સંદેશ કેવી રીતે

ઝીલે છે એની પણ એમાં ઝાંખી થશે. ઇટલીનાં સૉનેટને વિલાયતમાં વસવા જતાં વેશપાટલો કરવો પડ્યો. અંગ્રેજી સૉનેટને શેક્સપીઅરે દેશકાળને અનુપમ વાધા સજાવ્યા. આમ કહેવામાં Wyatt અને Surrey ને અન્યાય જેવું લાગે, તો ઇટલીનો Guittone સંભારી શાંતિ રાખવાની. કારણ ઇતિહાસમાં અમરોની જ નોંધ લેવાય છે. હવે શેક્સપીરીયન સ્વાંગ જરા તપાસીએ. પીટ્રાર્ક ડાન્ટેનું સૉનેટ અને શેક્સપીઅરનું સૉનેટ એ બે સૉનેટના જ પ્રકાર નથી, એ બે સનાતન મનોદશાના ભેદ છે. ઇટાલીયન સૉનેટના અષ્ટકમાં બે જ પ્રાસ આવે, જરા રાહ જોવી પડે—અને ઉત્તર ભાગમાં અણધાર્યા સૂર મળી જાય, જાણે કોઇ દેવાલયમાં ટાંગેલા અનેક ઘંટ ક્રમે ક્રમે વાગે અને એ સમગ્રનો સંગીતત્ત્વ ગુંબજમાં ગાજ્યા કરે. આ સરળ સંગીત નથી. સંગીત એ એક ટેવ છે, અને આવું સંગીત ટેવ વગર અવશ્ય સાલું જાય. આથી બીન સમજનાર થોડા હોય છે અને બીન બજાવનાર એથી ય થોડા છે. તે ગમે તેમ હો પણ ઍલીઝાબેથન ઇંગ્લાંડની મનોદશાને આ ગુંથણી, આ મિશ્રસંગીત ન ગમ્યું. ગાયકો શ્રોતૃવર્ગની વૃત્તિ પારખી શકે છે, અને તેથી શેક્સપીઅરે સરળતા સાધી. એ અષ્ટક ન અટકયો. એણે અમુક જ પ્રાસની પરવા ન કરી. એનું સૉનેટ એટલે સરસરાટ ચાલી જતી ત્રણ કડી અને પાછળ બે જ લીટીમાં પૂર્ણાહુતિ. એણે રાખ્યું માત્ર ચૌદ લીટીનું ખોખું. કેટલાક વિવેચકોના મત પ્રમાણે સૉનેટનો આત્મા તો ઉડી ગયો. કેટલાક સુધારાઓથી મૂળ ધારાઓ ઉડી જાય છે એવો ઘાટ થયો. શેક્સપીઅરનાં સૉનેટ સુંદર કાવ્યો છે તેની ના નથી; પણ તે સુંદર સૉનેટ કહેવાય કે કેમ ત્યાં મતભેદને

અવકાશ છે છતાં ય શેક્સપીઅરે સૉનેટની શક્યતા વધારી આપી એ ભૂલાવું ન જોઈએ.

ઇટાલીઅન સૉનેટમાં ધીરગંભીર શાંતિ વહેતી અગર ગગનભેદી ગર્જનાના ગડગડાટ ગવાતા, તે આપણે વર્ડ્ઝવર્થ અને મિલ્ટન પાસે જાણીએ છીએ શેક્સપીઅરે સૉનેટમાં ઝડઝમક જમાવી–કોઇકમાં તફડાટ કે તુમુલ તોફાન પણ બતાવ્યાં. શેક્સપીઅરમાં વિચાર કરતાં વેગ વધે શું બધા જ મહાન પુરૂષોમાં એવું હશે?

પરંતુ એ અહીં પ્રસ્તુત નથી. આપણે તો સૉનેટનું સાચું સ્વરૂપ સમજવું જોઇએ. શેક્સપીઅરનાં સૉનેટની સમજુતિ આપતાં પ્રો. સેંટ્સબરી એને ' ટાવર ' ની ઉપમા આપે છે. માળ પર માળ જાદુઇ ઝડપથી ચડતા જાય, અને ઉપર જાણે નાની સરખી અટારી કે વિજયધ્વજ! વળી કોઇ વિહંગરાજનાં ઉડ્ડયન સાથે પણ એ જ લેખક શેક્સપીઅર સૉનેટને સરખાવે છે. પાંખ પસારી પહેલાં પ્રબળ વેગથી વધતો જાય, ઉચ્ચમાંથી ઉચ્ચતર ભૂમિકાએ ચડતો જાય, પંક્તિએ પંક્તિએ એ વીંઝાતી પાંખના પડઘા પડે, અને અંતે જાણે છેલ્લી બે લીટીમાં એણે બન્ને પાંખો સાથે જ સમેટી લીધી! આ માત્ર કવિની કલ્પના નથી; આની પાછળ વિવેચકની વેધક દૃષ્ટિ રહેલી છે. કેવી પ્રેરણાના પ્રાણ આ પદબંધમાં પૂરાય તે સમજવા માટે આ ઉપમાઓ આવશ્યક છે. સૉનેટનું અમુક મનોદશાને અનુરૂપ આ એક સ્વરૂપ. ઈંગ્લંડની મનોદશાને એ અનુરૂપ છે એમ કહી અતિવ્યાપ્તિ દોષ વહોરી નથી લેતો. કારણ શેક્સપીઅર શૈલીમાં પછીથી ભાગ્યે જ કોઇ સૉનેટીઅર સુવિખ્યાત છે, જ્યારે મિલ્ટન, વર્ડ્ઝવર્થ, બ્રાઉનીંગ રોસેટી એ અમર નામાવલિ

ઇટાલિયન પ્રથાને જ અનુસરીને પ્રકાશી રહી છે. સૉનેટનું એ પહેલું અને છેલ્લું, જૂનું અને જાણીતું, સ્વરૂપ. શેક્સપીઅરનાં સૉનેટને તો કોઇ "नूतन छंदसामवतारः" કહી શકાય; અને તે ય અંશાવતાર, પૂર્ણાવતાર નહિ. સૉનેટની સંપૂર્ણતા ઇટાલીઅન પદબંધમાં જ છે. જરા ઉંડા ઉતરી તપાસીએ તો એ ગહન ગુંથણીમાં, એ વિચાર પલટામાં કોઇ ધીર ગંભીર ધ્વનિ સંભળાશે. શુદ્ધ સૉનેટ એટલે દિલ દરીયાવનું એક મોજું. એને ઉભયથા 'ઉર્મિગીત' કહી શકાય. આ રહસ્ય Theodore Watts એ વિવેચન અને કવનથી સિદ્ધ કર્યું છે એના "The Sonnets voice" એ નામના Sonnet ની છેલ્લી છ લીટીઓ સૉનેટ રચના ઉપર સિદ્ધાંતભૂત જેવી છે—

" A Sonnet is a wave of melody:
From heaving waters of the impassioned soul
A billow of tidal music one and whole
Flow in the 'Octave': then returning free,
Its ebbing surges in the 'sesset' roll
Back to the deeps of Life's tumultous sea."

આત્મસંગીતની એ ભવ્ય ભરતી ચડતી ને ચડતી અષ્ટકે આવી અટકે: અને પછી એ પાણી પથરાતાં પાછાં વળે—સાગરે સમાઇ જાય" **સૉનેટનું એ ઉદ્ભવ સ્થાન—સૉનેટની એ ભવ્ય ભાવના—એ** ભૂલવાથી મહાન કવિઓનાં સૉનેટ પણ લૂલાં થઇ ગયાં છે. ચડતું મોજું અફળાઇ વિકીર્ણ થઇ, પછી જ વળે, અષ્ટક તો અટકવું જોઇએ, પલટો

લેતાં પહેલાં શ્વાસ લેવો જ જોઇએ એ રહસ્ય મિલ્ટનની વાણીનો પ્રસંગસતો ધોધ ભૂલ્યો અને તેથી જ તેનો સુવિખ્યાત જીવન લેખક માર્ક પેટીસન કહે છે તેમ "તેણે એટલું ઇટાલિયન સૅાનેટનું અંતર ન ઓળખ્યું". એવી જ રીતે ઍલીઝાબેથ બ્રાઉનીંગના ધૂધતા ઉભરા એ ભેદ ભૂલ્યા, અને તેથી જ તેનાં સ્નેહના સુવર્ણાક્ષરે લખાયલાં સનાતન કાવ્યો સૅાનેટ તરીકે તો શિથિલ જ રહેવાનાં. અંગ્રેજી સાહિત્યમાં સૅાનેટનું રહસ્ય સમજનાર રોસેટી–ભાઇ અને બ્હેન. પરંતુ એ સઘળો ઇતિહાસ જેટલો આકર્ષક છે તેટલો જ અહીં અનાવશ્યક છે. આપણે સૅાનેટ સુંદરીને ઓળખવી છે એનાં સગાં વહાલાંઓને નહિ કારણ આપણા સાહિત્યને હવે એ વરવા આવે છે.

આપણને એ ફાવશે ?–કે આપણે પણ એને પહેલી ગુજરાતણ બનાવવી પડશે ? આપણી ભાષા, આપણા છંદ, આપણી સંગીતશક્તિ સૅાનેટને કેટલે અંશે, કેવે સ્વરૂપે ઉતારી શકે એ પ્રશ્ન ઝીણવટનો છે. એ પ્રશ્ન આપણા પડોશી મહારાષ્ટ્રીઓને નડેલો.

ગુજરાતીમાં પણ અખતરા થાય છે. દાયકા પહેલાં રા. બળવંતરાય ઠાકોરનું 'ભણકાર' બહાર પડ્યું. "કવિતા એટલે અગેય પણ મધુર અને નિયંત્રિત રીતે સળંગ વહેતી રચના" એ નવું દૃષ્ટિબિંદુ નબળા છંદોના છંદથી નમાલી કે નરી મીઠી થઇ જતી કવિતાને કડક બનાવવા પૂરતું બસ હતું. કવિતાની એ વ્યાખ્યા સર્વવ્યાપી હો કે ન હો, પણ એ શુદ્ધ સૅાનેટ માટે સર્વાંગ સંપૂર્ણ જેવી જણાય છે. જેણે 'ભણકાર' લખ્યું એને સૅાનેટ લખ્યે જ છૂટકો અને એથી આગળ જઇને એમ પણ કહેવાય કે 'ભણકાર'ના ભણકાર વગર આપણે ત્યાં શુદ્ધ

સૉનેટો લખાઇ જ ન હોત. અલબત, ભણકાર એ હજુ ભળકડું હતું; અને તેમાં દિશા સ્પષ્ટ નથી સૂઝતી. ક્યાંય ક્યાંય પદ લથડે પણ ખરાં, પરંતુ તેમાંનો "પ્રેમનો દિવસ" એટલે સૉનેટનું આછું ઝાંખું ય સ્હવાર. 'મોગરો' અને તેનો ઉત્તર જરૂર બોલી. બ્રાઉ. નાં સળંગ સૉનેટનું સ્મરણ કરાવે. જુનું 'પિયેરઘર' એ કોમળ ચિત્ર સૉનેટ તરીકે સૌથી વધે. એમાં જાણે અષ્ટકનો ઇટાલિયન પલટો લીધા છતાં છેલ્લે રસબિંદુની લાલસા રહી જવાથી લેખક શેકસપીઅરનો સંગાથ પણ શોધી લે છે. આટલું કહ્યા પછી રા. ઠાકોર સૉનેટમાં સિદ્ધહસ્ત નથી. સૉનેટમાં સિદ્ધ હસ્ત થવા માટે માત્ર વિભાગના અને વૃત્તના અખતરાઓ બસ નથી; એ માટે સૉનેટને સાચે સ્વરૂપે સમજવાની જરૂર છે. પરંતુ એમણે 'પૃથ્વી' પ્રચલિત કીધી (ભાષા અને ભાવના ભારથી)–એ એમનું ગૌરવ અને ગૌરવ એ સૉનેટની ગતિએ પ્રથમ જોઇએ.

હવે આપણા સાહિત્યપર આવીએ. પચીસેક વર્ષ પૂર્વે કવિ શ્રી ન્હાનાલાલ એમનાં 'કેટલાંક કાવ્યોની' પાછળ ટીકામાં લખે છે કે– શુદ્ધ ઇંગ્લીશ સૉનેટના નમુના પ્રથમ ગુજરાતીમાં રા. રા. મણિશંકર રત્નજી ભટે રચ્યા છે". સૉનેટનો પૂર્વાલાપ ત્યારે કાન્તે કર્યો. એ ત્રણ મિસિસ બ્રાઉનીંગનાં સૉનટનાં ભાષાંતરના ગુણ દોષને અંગે એમને જવાબદાર ન ગણવા જોઇએ. ઉપર કહી ગયા તેમ મિસિસ બ્રાઉનીંગનાં કાવ્યો કાવ્ય તરીકે સુંદર અને સૉનેટ તરીકે શિથિલ છે. કાન્તનાં 'પ્રણયની ખાતર પ્રણય' ને એ જ ટીકા લાગુ પડે છે. પરંતુ 'પૂર્વાલાપ'ને પહેલે જ પાને એમનો 'ઉપહાર' એ શેકસપીઅર શૈલીમાં લખાયલું ઘણું જ સરસ સૉનેટ છે. એ કોમળ કાવ્યની પાછળ કળાકારની દૃષ્ટિ રહેલી છે. કાન્તની, 'વસન્ત વિજય' ના લેખકની,

વિશિષ્ટતા એ છે કે એ કવિ સાથે કળાકાર હતા. સાહિત્યમાં સ્થાપત્ય ભાવના (architechtonics) એ સમજતા. અને તેથી એ પ્રેરક અને માર્ગદર્શક બની રહેલ છે. 'કલાપી'ના એ ગુરુને ઇટાલીયન પદબંધ કેમ ન ફાવ્યો એવો પ્રશ્ન 'પૂર્વાલાપ' વાંચ્યા પછી નહિ ઉઠે. એમને શેક્સપીઅર શૈલિ ફાવી કારણ એ 'કાન્ત' હતા અને કાન્ત તરીકે સહજમાં જ શેક્સપીઅરની સૉનેટ સુંદરીનુ હાર્દ અનુરૂપ વાણીમાં એ ઉતારી શક્યા. કેટલુંક એમને સહજસાધ્ય હતું. બધાં જ સૉનેટમાં એમણે શિખરણી છંદ યોજ્યો છે. શેક્સપીઅર શૈલિનું સૉનેટનું આરોહણ કે ઉડ્ડયન ગુજરાતીમાં ઉતારવા માટે શિખરણી સૌથી સફળ થાય. એમાં કુદાકુદ વગરનો વેગછે; અને અંતના અનુષ્ટુપની શક્યતાઓ તો અગાધ છે. ગતિ ધીમી અને કરૂણ કરવી હોય તો મંદાક્રાંતા યોજાય, પણ શાર્દૂલવિક્રીડિત, કોણ જાણે કેમ મ્હને હમેશાં કથા કરતા કે જમવા બેસતા બ્રાહ્મણોના ગડબડાટનું જ સ્મરણ કરાવે છે. એક સૉનેટમાં એ ન પાલવે.

કાન્ત પછી આવ્યા ન્હાનાલાલ. સહજ પ્રશ્ન થશે કે સૉનેટની સાંકડમાં એ કેમ સમાયા? એમણે સૉનેટો લખ્યાં છે? એઓ કહે છે કે લખ્યાં છે. "કેટલાંક કાવ્યો" ની પાછળની પેલી નોંધ જરા તપાસીએ. "અંગ્રેજી કવિતામાં બે જાતિનાં સૉનેટ છે. એક તો શુદ્ધ અંગ્રેજી સૉનેટ અને બીજાં ઇટાલિયન સૉનેટ......ઇંગ્લીશ પદ્ધતિના સૉનેટમાં વિચારનું પ્રાધાન્ય હોય છે અને સંગીત ગંભીર વહે છે....ઇટાલીયન સોનેટ ખાસ કરીને સંગીતમય હોય છે અને સંગીત લલિત હોય છે". આ એમની વ્યાખ્યામાં જો અંગ્રેજી ને બદલે ઇટાલીઅન અને ઇટાલીઅનને બદલે અંગ્રેજી એ છાપભૂલ ન હોય તો સાફ સાફ કહી દેવું જોઇએ કે ગુર્જરસુંદરીનું

અંતર ઓળખનાર આપણા આ કવિને 'સૉનેટ સુંદરી' ન સમજાઇ. એમનું 'તાદાત્મ્ય' કાવ્ય આઠ લીટી લગી ઇંગ્લીશ સૉનેટ માફક ખીલી, પછીથી એકદમ ઇટાલીઅન પદબંધ અને પ્રાસ પ્રમાણે કંઇ જ કારણ વિના ફંટાઈ જાય છે. અને એમના 'વિયોગ' ની 'સૉનેટ ત્રિપુટી' એનો ભાંગ્યો તુટયો ત્રોટક અને લાંબી ટુંકી લીટી,—એ સૉનેટ, 'શુદ્ધ ઇટાલીઅન સૉનેટ' છે એવું સાંભળીને મર્યો મર્યો મિલ્ટન પણ ખળભળી ઉઠે. હું ખાત્રીથી કહું છું કે જો કવિશ્રીએ જાતે કહ્યું ન હોત તો આ કાવ્યો સૉનેટ એવો સ્વપ્ને ય ખ્યાલ (કોઇને) ન આવત.

અને પછી આપણા ખબરદાર લો. એઓ અખતરાના શોખીન છે. એમનું યોજેલું 'ધ્વનિત' નામ સોનેટની વ્યુત્પત્તિને શબ્દાર્થને સૌથી નજીક આવે છે. પાત્ર અલંકારશાસ્ત્રથી રૂઢ થયેલો ધ્વનિનો અર્થ એવી વપરાશમાં બાધક થઇ પડે છે. પરંતુ આપણે નામનું કામ નથી. એમણે અંગ્રેજીમાં તથા ગુજરાતીમાં કાવ્યો તેમ જ સોનેટો લખ્યાં છે. ગુજરાતી ભાષા અને અંગ્રેજી ભાષાના ભેદ એકનું સ્વર પ્રાધાન્ય બીજીનું સ્વરિત પ્રાધાન્ય, આપણા છંદો અને આયેંબિક મીટર, એ બધાંની ઝીણવટથી ચર્ચા સાતેક વર્ષ ઉપર રા. રંજીતલાલ પંડયાએ 'સાહિત્ય" માં ઉપાડેલી, અને રા. ખબરદારે 'આયેંબિક પેન્ટામિટર' ને અનુરૂપ 'ધ્વનિત' યોજ્યો. રા. રંજીતલાલને એ "સ્થૂલ અનુકરણ" લાગ્યું, અને રા. નરસિંહરાવે ધ્વનિત ને "છે ક હશી કદાચ એમ નથી" એટલું સ્વીકાર્યું. 'ધ્વનિત' એટલે શું? ધ્વનિત એટલે ચતુષ્પાદ તોટકને એક પુંછડું વધારે. "થયું વર્ષ પસાર અહા, વીર દેખુશરો!" હું અહીં એ છંદ સારો છે કે નરસો તે ચર્ચામાં નથી ઉતરતો: માત્ર એ

સૉનેટ માટે સારો છે કે નહિ એ જ અગત્યનું છે. ઇટાલિયન સૉનેટ કે જેમાં રા. ખબરદાર એને ગોજે છે. તેના તો સવાલ જ નથી, પરંતુ અંગ્રેજી સોનેટમાં ય વેગ એટલે ગાડું ગબડાવી જવું એવો અર્થ નથી. ક્યાં આયંબસની અમીરાઇ અને ક્યાં ત્રોટકના તરવરાટ. પારસી છંદો જ ઘણા ખરા ઉતાવળિયા લાગે છે. આટલું રા. ખબરદારનાં સૉનેટના દેહબંધ પૂરતું. રા. રંજીતલાલ એથી આગળ જઇને કહે છે, કે "સૉનેટનું અંતઃસ્વરૂપ ધ્વનિતમાં નથી પકડાયું." અને રા. ખબરદાર જવાબ વાળે છે કે મેં અંગ્રેજીમાં પણ પચાસેક સૉનેટો લખ્યાં છે અને તેમાનાં કેટલાંક ને માટે તો અંગ્રેજી સાહિત્યના અભ્યાસીઓ અને અવલોકનકારોએ પણ ઘણા ઉત્તમ અભિપ્રાય આપેલા છે. જો અંગ્રેજીમાં લખેલ સૉનેટ સારાં છે તો ગુજરાતીમાં પણ હોવાં જ જોઇએ. જો અંગ્રેજી સારૂં બોલે તો ગુજરાતી કાં સારૂં ન બોલે? આ દલીલ કરતાં આ મનોદશા વધારે દયાજનક છે. જેણે અંગ્રેજીમાં સારાં સૉનેટો લખ્યાં તે જ ગુજરાતીમાં આવતાં ગોથાં ખાય, વાણી ન વરે એટલે "મુંગેકા સપનો ભયો સમજ સમજ પસ્તાય, મહા મહેનતે મંદિર ચણે ને કાવ્ય દેવી જ ન વિરાજે—એ કથા કોને કહેવી? ખબરદારનાં ગુજરાતી સૉનેટ એટલે ખાલી ખોખાં. એમનું "યૌવન", કેખુશરો કાબરાજીનાં સ્મરણ" કે "સમુદ્ર કિનારે" એ કેવાં કાવ્ય છે? એક વર્ડ્ઝવર્થનું "Sea-Shore" નું સૉનેટ સાથે મૂકો એટલે કાવ્ય અને છંદનો ભેદ સમજાશે. સૉનેટ કાવ્ય ઉપરાંત કળા છે; પરંતુ તે કાવ્ય તો પ્રથમ છે.

રા. ઠાકોરની આ પ્રદેશમાં કેટલીક કૃતિ માટે આગળ લખી ગયો છું પરંતુ કાન્તની માફક રા. ઠાકોર પણ દિશાદર્શક છે. જો કે એમની

કિંમત આ બેચાર કાવ્યો પરથીજ નથી કરવાની. એમણે અંગ્રેજી બ્લેન્ક વર્સને અનુરૂપ પૃથ્વી છંદમાં ફેરફાર કર્યો. પૃથ્વી છંદ પર રા. રંજીતલાલનો "ગુજરાતી પદ્ય રચનાઓ" નો સાક્ષરી નિબંધ સૂચવી આપણે પરબારા સૉનેટ પર આવીએ. એમાં રા. ઠાકોરના શ્રુતિભંગ યતિભંગ શ્લોક ભંગની ત્રિભંગીએ રંગ રાખ્યો. અનેપૃથ્વીના પડછંદ પડઘાની અંદર હવે ઇટાલીયન સળંગ સંગીત પણ સંધાયું એમ કહી શકાય.

વર્ષોની આ ભાંજગડના જાણેકે પરિપાક રૂપે ગયે જ વર્ષે રા. ચંદ્રવદન મહેતાનું યમલ બહાર પડ્યું, શિષ્ટ વર્ગમાં વંચાયું અનેસર્વત્ર વખણાયું. એની સૉનેટના સુમનગુચ્છ તરીકેની સમાલોચના હજુ હવે કરવાની છે. રા. ચંદ્રવદન સાચા કવિ ઉપરાંત સંગીન સિદ્ધહસ્ત, સૉનેટીઅર છે. કોમળતાથી કંટાળેલા રા. ઠાકોરના કંઠમાં જે કર્કશતા આવી ગયેલી તે રા. ચંદ્રવદનની કલમમાં નથી, એ તો સાક્ષરશ્રી નરસિંહરાવે એમનાં નિરાશા' સૉનેટનું વિવરણ લખતાં બતાવી આપ્યુંછે. એમના સૉનેટનું વિશિષ્ટ અંગ એમાંની સ્થાપત્ય બુદ્ધિ. શુદ્ધ ઇટાલીઅન સૉનેટ એમની નિસર્ગશકિતને અનુકૂળ છે (અષ્ટક પછીનો એમનો વિચાર પલટો સ્વાભાવિક અને સચોટ આવે છે). પ્રૌઢ પૃથ્વીમાં એમનો શ્લોક ભંગ અષ્ટકને અભંગ અને ગંભીર બનાવેછે. તેમાં ય "સૂકી પાંદડી"નો ' ' "આંસુ" નો પલટો એ કાવ્યોને અમર બનાવશે. એમના સૉનેટના સૂર સપાટી પરથી નહિ પણ અંતરનાં ઉંડાણમાંથી ઉઠેછે, અને તેથી જ ઉંડાણમાં ઉતરી શકે છે. કલ્પનાનાં ઉંચાં ઉડ્ડયન કરતાં જીવનમાં ઉંડાં નિમજ્જન એમનામાં વધારે છે. એ બંનેના સંયોગે સમર્થ કવિ જન્મે. રા. ચંદ્રવદનમાં એ વિરલ યોગ ક્યારે થશે ગમે તેમ, પરંતુ એમનાં આ ચૌદ

સૉનેટમાંથી "ધન્ય ઘડી" "સૂકી પાંદડી" "આંસુ" "આશા તૃષા" "નિરાશા" અને "અશ્રુદાન" એટલે લગભગ અરધાં આપણી કાવ્ય દેવી-ના ભવ્ય લલાટે કુંકુંમના અક્ષરે લખાયલાં રહેવાનાં. આપણા કેટલાક કવિ માટે આપણે એમ કહી શકીશું કે એમનાં લખેલાં પાનાંમાંથી અરધો અરધ પણ અમૂલ્ય છે ?

આપણાં સૉનેટોનો આ ઇતિહાસ. સૉનેટમાં કંઇ આપણે કૃતકૃત્ય થઇ ગયા નથી સૉનેટની હજુ આપણે ત્યાં શરૂઆત છે. સૉનેટનો વિષય વિશ્વ જેટલો વિશાળ છે, અને સૉનેટમાં સમર્થ કવિઓના સૂર સૈકાઓ થી સંભળાયાં કરે છે. "A Sonnet is a moment's monument" "સૉનેટ એટલે કોઇ પુણ્ય પળનું પ્રતિબિંબ" એવડો એ દેહબંધ— એમાં પીટ્રાર્કે સ્નેહના નિઃશ્વાસ મૂક્યાઃ શેક્સપીઅરે એને આત્માનું અશ્રુ ગણ્યું, મિલ્ટનની એ જ્વલંતવિદ્યુતકણી, અને વર્ડ્ઝવર્થનાં માનસરોવરનું એ અમોલું મોતી. ફરી ફરી હું પૂછું છું આપણે મન નાનું તે નકામું કાં ? મહાત્મા થવા માટે જેમ મહાકાય થવાની જરૂર નથી, તેમ મહાન-કાવ્ય લખવા માટે મહાકાવ્ય લખવાની પણ આવશ્યકતા નથી. કોઇ વિવેચકે કહ્યું છે કે "સૉનેટ તરફનું વલણ ઉદાત્ત અને સત્વસંપન્ન કવિતા તરફની અભિરૂચિ દાખવે છે." વધતી જતી કવિતાના જમાનામાં સૉનેટનો સંયમ અવશ્ય આદરણીય છે. આપણે ત્યાં કાવ્યની કળા કરતાં કાવ્યનાં કારખાનાંઓ વધારે જામેલ છે અને કળા કારખાનામાં ન પોષાય. પરંતુ ગુર્જર કવિતાને સુભાગ્યે એનાં ધ્યેય હવે લલિત લલનામાંથી સંયમી સાધ્વી થવા તરફ ઢળ્યાં છે. સૉનેટ એ એનું પ્રભુત્વમાં પ્રથમ પગલું. સૉનેટ એટલે કાવ્યની અને કળાની કસોટી. સ્વાતંત્ર્ય અને સ્વછંદ એક નથી એવો કંઇ સૉનેટનો સંદેશ તો નહિ હોય. !

# ચન્દ્રલોકમાં.*

આપણે આજે ચંદ્રલોકમાં જવાનું છે. એ લોકમાં જવાના બે માર્ગ છે. પૂર્વ અને પશ્ચિમના; આપણી પ્રાચીન માન્યતા પ્રમાણે એ લોકમાં પિતૃઓ જાય છે; અથવા તો મરીને કે ગાંડા થઇને ત્યાં જવાય છે: પુણ્ય, યજ્ઞયાગાદિ કર્યું હોય તે માણસ ચંદ્રલોકમાં—આવૃત્તિ લોકમાં જાય, એટલે એ લોકમાં જનારને પાછા પૃથ્વી પર આવવું પડે, અને સૂર્યલોક તો અનાવૃત્તિલોક: ત્યાં ગયેલ માણસને પાછા આવવાનું રહે જ નહિ. પાશ્ચિમાત્ય રીતિ તો under the moon ની રીતિમાં માને છે. હું શની, ગુરૂ, રાહુમાં નથી માનતો પણ ખરેખર ચંદ્રની ચમત્કૃતિ તો ઓર છે. યુવાન વૃદ્ધ કે બાળક સર્વે પર સચ્ચોટ અસર કરે છે; આમ ચંદ્રલોકમાં જવાના બે મોટા દરવાજા છે એમ આપણે જોયું.

## વેદકાળમાં ચંદ્રનો બહિષ્કાર

ઐતિહાસિક દષ્ટિએ રુગ્વેદ જુનામાં જુનો ગ્રંથ છે, છતાં એમાં ચંદ્રનું નામ નિશાન નથી. ચંદ્ર એ ભરવાડોનો માનીતો ગ્રહ છે. ગ્રામ્ય જીવનમાં એનું અનેરૂં સ્થાન છે; અને રુગ્વેદ એટલે આદિકાળના ભવ્ય ભરવાડોનો ગ્રંથ ! ભરવાડો એ કંઇ હીણો શબ્દ નથી, ખેદની વાત તો એ છે કે આપણે આજે ભરવાડે નથી રહ્યા. રુગ્વેદ જેવા પ્રકૃતિપૂજક ગ્રંથમાં ચંદ્રનું સ્થાન જ નહિ એ આશ્ચર્યની વાત છે. એમાં સોમપૂજા છે અને એનો દશમો ભાગ એથી જ ભરેલો છે. ઝીણવટથી તપાસો તો એ સોમ એટલે ચંદ્ર એવો અર્થ નથી, પણ સોમ એટલે મદ્ય જેવું દૈવી

* ( સુરત નગીનચંદ્ર હૉલમાં તા. ૯–૧૦–૨૭ જાહેર ભાષણ. )
( "પ્રતાપ" પત્રના બંધુ કૃપાથી. )

પીણું—સોમવલ્લીમાંથી નીકળતો સોમરસ. દેવો સોમપાન કરતા. વૃત્રને મારવા ઈંદ્ર રણે ચડતો ત્યારે જાણે સોમ પીધો હોય એવો લાગતો. આમ જુના બધા ગ્રંથોમાં એના અર્થ વિષે તકરાર છે; અને સાક્ષરો ભેગા થાય એટલે તો રણજંગ મચે. જર્મન પ્રોફેસર હીલીબ્રાંટનો એવો મત છે કે સોમ એટલે ચંદ્ર; અને એ કાળમાં પૂજા પણ ચંદ્રની જ થતી, ઈંદ્ર વરૂણની નહિ. આ મત કંઇ સર્વમાન્ય નથી, એટલે આપણે એટલું કહી શકીએ તો ચાલે કે ઋગ્વેદમાં માત્ર ચંદ્રની ઉપરટપકે નોંધ લેવામાં આવી છે. જે ગ્રંથમાં ઉષા ઉપર સુંદર સુક્તો છે, સૂર્ય અને અગ્નિની પૂજા છે, તેમાં ચંદ્ર જ કેમ નહિ એ એક પ્રશ્ન છે. મુંબઇ યુનિવર્સિટી શોધખોળ પાછળ બહુ ધ્યાન આપે છે તેને આ પ્રશ્નનો ઉકેલ કરવાની જરૂર છે. શું એ કાળમાં ચંદ્ર ઉગતો ન હોય? કે એ કાળના લોકોની કીકીની ખામી હશે કે તે બધાને રાતનું આંખનું દર્દ થયું હશે?

## સોમ અને ચંદ્ર

સોમમાંથી ચંદ્ર કેમ થયો. એ સંબંધમાં એમ કહી શકાય કે સોમ દસ આંગળીએ વાટી શકાય અને ચંદ્રના પણ દશ અશ્વો છે. સોમ અને ચંદ્રની પાણી પર અસર પણ સરખી. સોમપાત્ર પણ ગોળ અને ચંદ્રનું પ્રતિબિંબ તેમાં પડે તે પણ ગોળ; આમ નવમા મંડળમાં એ કાળના લોકોને ચંદ્રની કંઇક ઝાંખી થઇ હોય એમ લાગે છે. સોમ એ માણસોનું પીણું અને દેવોનું પીણું તે ચંદ્ર; વેદમાં પૂરો ચંદ્ર નથી. પછી યજુર્વેદ, અથર્વ વેદ, છાંદોગ્ય ઉપનિષદ્, ઐતરેય અને શતપથ બ્રાહ્મણ લઇએ. એ ઉપનિષદ્ કાળ; એ બધાંમાં સોમ એટલે ચંદ્ર જ છે. સોમ એટલે ઋષિમુનિઓનું પીણું; અને દેવતાઓનું પીણું તે ચંદ્ર—અમૃત. દેવતાનું એ પાત્ર તે પંદર દિવસ ખાલી થાય અને પાછું ભરાય.

## રસિક પુરાણકાળ

પછી આવ્યો પુરાણા કાળનો રસિક જમાનો. એમાં તો ચંદ્રની અનેક આખ્યાયિકાઓ થઇ. ચંદ્રની વધઘટની રમત માટે તે કાળના લલિત અને સંસાર પ્રિય લોકોએ કંઇ કંઇ વાતો ઉપજાવી કાઢી. પહેલી કથા એવી થઇ કે ચંદ્રરૂપી રત્ન દેવોએ સમુદ્રમંથન કર્યું તેમાંથી નીકળ્યું: ચંદ્ર સમુદ્રનું પરસ્પર આકર્ષણ એ આ વાર્તાના મૂળમાં છે; પણ એ સમુદ્રમંથનમાંથી પહેલું વિષ નીકળ્યુ. બીજા દેવો નહિ પણ ભોળા બિચારા શંકર એ પી ગયા. આથી એમને સખત ગરમી થઇ અને તેથી ઠંડી મેળવવા બરફ જેવો ચંદ્ર સમુદ્રમાંથી બહાર કહાડયો; જે સદા સર્વદા મહાદેવ માથે લઇને જ ફરે છે. વળી મહાદેવ તો નિશાના શોખીન રહ્યા ભાંગ ગાંજાનો નિશો ચઢે તેમ ચંદ્રનો યે નિશો ચઢે, અને વૈદક કહે છે કે નિશો ચઢે ત્યારે માથા પર પાણીની ધાર કરવી, અને તેથી જ તો મહાદેવ નિરંતર જટામાં ગંગાજી રાખી રહ્યા છે.

## ચંદ્રના કલંકની કથા

અને પછી ચંદ્રના કલંક વિષે એક કથા ગોઠવી. એ લોકોએ વિચાર કર્યો કે કોઇ પાસે ચંદ્રને શાપ અપાવીએ; એ કાળમાં રૂષિમુનિઓને ઘડી ઘડીમાં શાપ આપવાનું મન થઇ જતું એ જાણીતી વાત છે. વેદ એ ઇતિહાસ પહેલો અને ધર્મ પછી; પછી લોકોએ એનામાં કલંક ઉમેરવા ચારિત્ર્ય પર દોષારોપણ કરવાનો તાગડો રચ્યો. આ સ્થિતિ તો વર્તમાનકાળમાં યે પ્રવર્તે છે. અને આમ ઘાટ ઘડાયો. ચંદ્રે બૃહસ્પતિની સ્ત્રી તારાનું હરણ કર્યું. તારાને પાછી આપવા દેવો અને સાક્ષાત બ્રહ્મા ચંદ્રને સમજાવવા ગયા. પણ ચંદ્રે જીદ ન છોડી, આથી બ્રહ્મા રૂઠયા અને ચંદ્રને શાપ આપ્યો તેથી ચંદ્રને કલંક થયું.

## ચંદ્રનો ક્ષય રોગ

ક્ષયના દરદી અને ચંદ્રમાં સામ્ય છે. ફેર એટલો જ કે ક્ષયનો દરદી ફીક્કો અને ક્ષીણુ થતો જાય છે. જ્યારે ચંદ્રને ક્ષય રોગ છતાં તેનામાં લાલિત્ય રહે છે. એટલે હવે ચંદ્રને ક્ષય કેમ થયો તેની વાર્તા જોઇએ. પુરાણનો દક્ષ એટલે ઘણી દીકરીઓનો બાપ. એની દીકરીઓ ની સંખ્યા જ નિર્ણિત થઇ શકી નથી. ઋગ્વેદમાં જેમ ખુશ થતાં હજારો ગાયોનાં દાન છુટે હાથે અપાતાં, એવી વાત છે. તેમ આ દક્ષ જ્યારે ખુશ થતો યા ક્રુદ્ધ થતો તો એકદમ દીકરીનાં દાન કરતો. એ જોતાં દક્ષ ખરેખર દક્ષ નહીં હોય એમ લાગે છે. અને એક બે નહીં પણુ દીકરીનાં દાન લાટબંધ થતાં, એણે ૧૩ દીકરી કાશ્યપને વરાવી, ચંદ્રને ખાસી ૨૭ દીકરીઓ વળગાડી. આ સ્થિતિમાં ચંદ્ર બિચારો શું કરે ? એ બધી પર સરખો સ્નેહ ન રાખી શક્યો ! અને એ સ્વાભાવિક છે. ચંદ્ર દેવ છતાં તેને 'પોલીગમી'નો રિવાજ દુઃખદાયક થઇ પડ્યો; એ વાતમાંથી સંસાર સુધારાનો સાર લઇ શકાય. વાત એમ બની કે દક્ષની બધી દીકરીઓમાંથી રોહિણી ઉપર ચંદ્ર ઘણી મમતા રાખતો. આથી બીજી બધી દીકરીઓએ રૂસણું લીધું અને બાપ પાસે પીયર પહોંચી; ત્યાં જઇ તેમણે દક્ષ આગળ ફરીયાદ કરીઃ—"બાપા ! બાપા ! એ તો અમારા બધા પર સરખો સ્નેહ રાખતા નથી." ફરિયાદ સાંભળી દક્ષ રૂઠ્યા અને ચંદ્રને શાપ આપ્યો "તને ક્ષય થજો !" જમાઇને શાપ આપે એ સસરો કેવો ? એટલે દક્ષ-દક્ષ ન હતો એમ વળી લાગે છે. પછી તો દીકરીઓ ગભરાઇ અને બાપાને "આશા ભર્યાં અમે આવીયાં" વગેરે કહી આ શાપ નિવારણુ માટે પ્રાર્થના કરી. શેઠ અને સસરાની

શિખામણ ઝાંપા સુધી તેમ દક્ષે આખરે ૧૫ દિવસ ક્ષય અને ૧૫ દિવસ નહીં એમ નિવારણ કર્યું.

## ચંદ્ર અને શંકર.

ચંદ્રને શંકરે કેમ માથે રાખ્યો. તેનું વૈદક દૃષ્ટિએ આપણે નિરાકરણ કરી નાંખ્યું; પણ એ સાથે સામાજીક દૃષ્ટિ પણ રહેલી છે. દક્ષની એક દીકરી શંકરને પરણી હતી. એટલે ચંદ્ર અને શંકર સાઢુ થયા. સગપણમાં સાઢુ અને જમણમાં લાડુ એ કહેવત તો જાણીતી છે. એટલે એથી ચંદ્ર અને શંકરને મીઠો સંબંધ બંધાયો અને ચંદ્રને માથે રાખ્યો. પાર્વતી સાથે પનારા પડ્યા એટલે સાસરાનો સંબંધ તો જાળવવો જ પડે ને? પુરાણોમાં ચંદ્રનું આ સ્થાન.

## સંસ્કૃત કવિઓની કલ્પના

હવે આપણે સંસ્કૃત કવિઓ જોઇએ. એ તો રસદ્રષ્ટાઓ હતા. એમની કલ્પના તો કેટલી મનોરમ્ય! ચંદ્રબિંબ માટેની એ કવિઓની અનેક રમતિયાળ કલ્પનાઓ છે. ' આકાશના સરોવરનું કમળ, ' આકાશના સરોવરમાં વિહરતો હંસ, " એવી એને ઉપમાઓ આપી છે. અને ચંદ્રના કલંક પર તો કંઇ કંઇ એમણે કહી નાંખ્યું છે. એમણે એને "શશાંક" કહ્યો. મૃગ અને સસલાની પણ ઉપમા આપી. આપણે ત્યાં ડોસી ચંદ્રમાં રેંટિયો કાંતે છે એમ કલંક માટે કહેવાય છે. આ કલ્પના ગાંધીજીને ઘણી કામ આવે એવી છે. સંસ્કૃત કવિઓ તો ભરવાડો હતા. તેમણે કાવ્યોમાં ઘરગથુ ઉપમાઓ ઉતારી છે. ચાંદનીના ભ્રમની રમુજી ઉપમાઓ પણ અજબ છે. ચાંદનીને દુધ જ કલ્પ્યું, છાશ વલોવીને માખણનો

પીડા નીકળે તેની સાથે પણ સરખામણી કરી. એક રમતિયાળ કવિએ તો ચંદ્રને સ્વર્ગની અપ્સરાઓને રમવાનો દડો કહ્યો છે. અને બીજાઓએ સ્વર્ગસુંદરીઓને સૌંદર્ય નીરખવાનું દર્પણ માન્યું છે.

## કલંક ક્યાંથી ?

અને કલંકની આ કલ્પના તો જુઓ! ચંદ્રની પત્ની રજની ચંદ્રના અંતર પર સુઇ ગઇ છે ચંદ્રે અંધારૂં ઘોળીને લીધું ને એની હોજરીમાં એઠું થયું છે તેથી એ કલંક દેખાય છે! અને જો શૃંગારની વાત નહીં હોય તો આઠમો, નવમો અને દશમો સૈકો જ વૃથા જાય! એટલે એ કલ્પના જુઓ. સાંજ પડી. કુમુદિની ચંદ્રના દર્શન માટે ઘેલી બની. આતુર હૃદયે એણે ભ્રમરને દૂતત્વ કરવા પાઠવ્યો. એ ભ્રમર–દૂત ચંદ્રના અંતરમાં જઇને બેઠો એટલે તે કલંક રૂપ ભાસે છે! એવીજ કમનીય અને અલૌકિક કલ્પના તો એ છે કે ચંદ્ર તો બ્રહ્માનું અલૌકિક નાનું બાળક. એને બ્રહ્માએ એવો સુંદર અને લલિત ઘડ્યો કે બ્રહ્માને જ એમ થયું કે આ કામણગારા બાળચંદ્રને નજર લાગી જશે. આથી તેણે ચંદ્રને કાજળનું ટપકું કર્યું–નયણું કર્યું. અને તેજ કલંક.

## પશ્ચિમનો ચંદ્ર દેવશંકરની ધારી!

હવે પશ્ચિમ તરફ ચાલો. પશ્ચિમની ભાવના આપણાથી જુદી છે. ગ્રીસમાં પુરાણા કાળમાં ચંદ્રને દેવ નહીં પણ દેવી રૂપે પુજતા. એને આર્ટેમિસ દેવી કહેતા. આપણે ત્યાં વેદકાળથી ચંદ્રના ઉત્સવ નથી, પણ ગ્રીસ તો પુરાણા કાળથી ક્લાસિક: એમણે ચંદ્રને સૌંદર્યની દેવી કલ્પી. બીજ ત્રીજના ચંદ્ર ઉપરથી કલ્પના કરીએ. દેવીના હાથમાં ધનુપ આપ્યું અને શિકારી માફક હરિણોની પાછળ પડી હોય એવી મૂર્તિ ચીતરી

સ્પાર્ટાની સ્ત્રી અને આ દેવીમાં ઘણું સામ્ય હતું. તેનાં ઠામ ઠામ મંદિરો હતાં, અને ઉત્સવો થતા. વાળ ઉતારવાની ક્રિયા એ દેવી આગળ થતી. માન્યતા એવી હતી કે દેવી બાળકોની રક્ષક છે. એ દેવીને એક દિવસ "લાઇટેડ કેઇક" નો ભોગ ધરાતો. લાઇટેડ કેઇક એટલે આપણી ઘારી, અને ઘારી એ પણ ચંદ્રની પ્રતિકૃતિ ક્યાં નથી? આ દેવશંકરની ઘારી અને પેલો ચંદ્ર એ દેવની ઘારી! એ કેઇકની આજુબાજુ દીપમાળ થતી; આપણે ત્યાં એમ હજી નથી થતું. એ દેવીમાં મંત્ર તંત્રનો આ-વિર્ભાવ થતો. એનું વ્યક્તિત્વ જીરવાય નહિ. એની સામે ગમે તે ન જોઇ શકે. આખ્યાયિકા છે—એક પ્રકૃતિપૂજક યુવાન હતો. આર્ટેમિસ સ્નાનાર્થે જતી હતી. આ યુવાનથી એની ઝાંખી થઇ ગઇ. પરિણામે એ જ બન્યો હરણ, અને હજી એનો શિકાર દેવી કરી રહી છે. અને પ્રકૃતિનું નર્યું સૌંદર્ય જીરવવું કંઇ સહેલ છે? ચંદ્રને જોઇને યે ક્યાં ઘણાં ચસકી નથી જતાં?

ઇટાલિમાં એ ડાયના—કૌમાર્યની દેવી રૂપે પૂજાતી. સ્વર્ગમાં એને લ્યુના કહેતા. લ્યુનર અને લ્યુનાનો સંબંધ સમજાય તો ચંદ્ર અને ચસકેલનો સંબંધ સમજતાં વાર ન લાગે. ડાયનાને કોમળ અને પવિત્ર કલ્પી છે. એની વાર્તા પણ આર્ટેમિસના જેવી છે.

## અંગ્રેજી કવિઓ અને ચંદ્ર

અંગ્રેજી કવિઓમાં ચંદ્રના ચકોર કેટલા? ચોસરનું તો સાગુત કામ—એટલે એ નહિ. જુના કવિઓ તો બાદ કરવા પડશે. શેક્સપીઅર ચંદ્રને જાણતો, પણ ચંદ્ર પાછળ ચાલી નીકળે એવો તો શેલી. શેક્સ-પીઅર તો પાકો ઉસ્તાદ; મરચન્ટ ઓફ વેનીસમાં જ્યુની છોકરી નાસે છે ત્યારે શેલી ચંદ્રની ભૂમિકા રચે છે. એ પ્રસંગ શેક્સપીઅરના કવિત્વના

પ્રદર્શન તરીકે અમર રહેવાનો છે. એને અભિસારનો પ્રસંગ ચીતરવા ચંદ્રની મદદની જરૂર પડી. સંસ્કૃત કવિઓ આ રીતે ચંદ્રનો લાભ લેતા. ચાંદનીમાં અભિસાર—એટલે ધોળામાં ધોળું સમાઇ જાય એમ ગોઠવતા અને એ ચંદ્રિકાની એક કલ્પના તો એવી છે કે ચાંદનીને દુધ જાણી એક બીલાડું પ્યાલા પર તૂટી પડયું. રાતમાં ઉંઘી ઉઠેલ એક બાઇએ ચાંદનીને જ પોતાનું લુગડું માની લીધું અને ભરવાડો પણ એને દુધ માનીને લેવા દોડયા. અંગ્રેજી સાહિત્યમાં ચંદ્રનો સનાતન ચકોર તો શેલી છે. એના બે ત્રણ ખંડો તો ખરેખર ભવ્ય છે, અને આ ફકરો કલ્પનાનાં એ ભવ્ય ઉડ્ડયનની સાક્ષી પૂરશે—"હે ચંદ્ર! તારામાં આ ફિક્કાશ ક્યાંથી? શું તું થાકી ગયો છે? શું આભમાં અદ્ધ ચઢીને પૃથ્વી પર મીટ માંડતાં તને આંખે અંધારાં આવ્યાં છે? આટ આટલાં તારાઓનાં જુથમાં રમણ કરતાં છતાં તું નિરનિરાળો કેમ દેખાય છે! એ બધા સાથે તારે મેળ ક્યાંય નથી મળતો? અને શું એજ કારણે તું અહીં તહીં ભટકે છે—ક્ષણે ક્ષણે બદલાય છે? અરે! શું તને કોઇ સનાતન સ્નેહ જીરવે તેવું પાત્ર નથી જડયું? તેથી તું તેની શોધમાં ફરે છે?"

ચંદ્રનો બીજો માનીતો કવિ તે કીટસ? રાત્રિનો રસિયો અને ઉંઘણસી કીટ્સ એવો જ હતો. એનાં કાવ્યો વાંચો તો ઉંઘ આવે; ઉંઘ આવે એટલે ખરાબ કાવ્યો હોય એમ નહિ, પણ એ કાવ્યોનું વસ્તુ જ ઉંઘ. એન્ડીમીયોનની મૂળ કથા શી છે? એ ગ્રીસનો એક સાહસિક યુવક હતો. ચેલીનીના સ્વમતત પ્રેમમાં એ પાગલ બને છે—ઉંઘમાં પડે છે.

કલાપીના પત્રનો દળદાર પોથો હમણાં બહાર પડયો છે. એ સામે મારો સખત વિરોધ છે. શું કવિ લેખકોને મૃત્યુ પછી પણ ટીકા-

ખોરો શાંતિથી ઉંઘવા નહીં દે? હમણાં આવા કેટલાક કીડાઓ શેક્સ-
પીઅરની કબર ખોદી રહ્યા છે.

ચંદ્રને પાશ્ચિમાત્યોએ નારી સ્વરૂપે પુજ્યો અને આપણે નર તરીકેઃ એમ શાથી હશે? શું આપણે પુરુષપ્રિય અને એ લોકો સ્ત્રીપ્રિય છે? મને એક બીજી વાત પણ નથી સમજાતી. મુસ્લીમ ધર્મ અને ચંદ્રને ગાઢ સંબંધ છેઃ ચંદ્ર તો ઇસ્લામનું ધર્મ ચિન્હ છે. કોઇ કહેશો એ પ્રશ્નનો ઉકેલ?

આપણા ગુજરાતી કવિઓમાં તો ચંદ્રની પાછળ લખનારા છે પણ મરનારા નથી. નરસિંહ મહેતાએ રાસનાં વર્ણનોમાં ક્યાંક ક્યાંક ચંદ્રને યાદ કર્યો છે. પ્રેમાનંદે કોઇ સુંદરીનું વર્ણન કરતાં ચંદ્રને આકાશમાં થંભાવ્યો છે. પણ નવા કવિઓમાં આપણે જોઇએ તો નરસિંહરાવ ભાઇનું "ચંદા" રમતિયાળ અને સુંદર કાવ્ય છે. બીજું કાવ્ય "મને વધારે સાંભરે આપણી રાત રાખી" કાન્તની કૃતિ છે. ખોટાદકરે પણ "રૂપાળી રાત" લખી છે. પણ શેલીના જેવો ચંદ્રનો ચકોર ગુજરાતી કવિ તો એક જ અને તે કવિ ન્હાનાલાલ. કવિ ન્હાનાલાલમાં ઘણું હશે ઘણું નહિ હોય, પણ ચંદ્રને પૃથ્વી ઉપર ઉતારનાર તો એ એક જ. એમનું "એવા એ દિવસો વહી ગયા" નહિ, "રૂપલાં રાત-લડી" પણ નહિ. એ કાવ્યો મૃદુ અને લલિત છે. પણ ભવ્ય કલ્પનાનાં અનેરાં ઉડ્ડયન જેમાં ભર્યાં પડયાં હોય એવું તો બીજું જ. Imagination અને Passion. એ બેના સંગમમાંથી મહાકવિ જન્મે: પણ કવિમાં એક છે.બીજું નથી અને તેથી જ તેઓ નાટયકાર તરીકે નિષ્ફળ નીવડયા છે; પણ એમનું 'શરદ પુનેમ' નું કાવ્ય; એથી તો

અવધિ છે. ન્હનાલાલને અંતરે પાકેલાં એ મોતી માટે આપણે તેના સદાના ઋણી છીએ. ઉપમા કાલિદાસસ્ય તેમ ગુજરાતી કવિઓમાં ઉપમા તો કવિ ન્હાનાલાલની જ. એ એમનું જબ્બર શસ્ત્ર છે, અને એ કાવ્યની થોડી લીટી સંભળાવ્યા વગર હું રહી શકતો નથીઃ—

> શાંતિ શાંતિ હતી ગાઢ હૈયાના અંતરીક્ષમાં.
> ત્યાં સંધ્યાના મહા આરે દીઠી ઉગન્તિ પૂર્ણિમા.
> લજ્જા નમેલું નિજ મંદ પોપચું
> કો મુગ્ધ બાલા શરમાતી આવરે,
> ને શોભી રહે નિર્મળ નેનની લીલા,
> એવી ઉગી ચંદ્રકલા ધીમે ધીમે,
> હૈયાના મ્હેલમાં જેવી કવિતા ચમકી રહે
> એવી ગેબી પ્રભાવન્તી ચંદ્રીની ચંદ્રિકા વહે.
> સ્નેહી હતાં દૂર સમક્ષ તે થયાં
> આઘે હતાં તે ઉરમાં રમી રહ્યાં
> ને મૃત્યુશાયી પણ પ્રાણમાં ઉભા
> એવી બધે સાત્વિક વિસ્તરી પ્રભા.
> તપે છે સૃષ્ટિને માથે પુણ્યજ્યોત મહાપ્રભુ,
> તપી તેવી ઘડી આજે પુણ્યની પૂર્ણિમા વિભુ,

આજથી બરાબર ત્રેસઠ વર્ષ ઉપરનો નર્મદનો એ બોધ. મ્હારે પણ અંતમાં એવુંજ કંઇ કહેવાનું છે. તમે સુખી હો કે દુઃખી, જ્ઞાની કે અજ્ઞાની—પણ આજ એક રાત તો ચંદ્રને જોયા જ કરજો. હા જો આંખને જ્ઞાનનાં, વિજ્ઞાનનાં, ચશ્માં ચડાવ્યાં હશે તો એ ચંદ્રમાં તમને

ચમત્કૃતિ નહિ જણાય. વિજ્ઞાન શાસ્ત્ર, ખગોળ વિદ્યા, એનાં અનુમાનો પણ અજબ છે. જ્યારે એ કહે કે પેલા ટમટમતા તારાઓ એ અનંત સૂર્યો છે, સૂર્ય કરતાં ય સહસ્રગણા મહાન છે, અને લાખ્ખોગણા દૂર છે, તે એટલે સુધી કે એઓનું અજવાળું અહીં આવતાં પહેલાં ૩૧ વર્ષ, કોઇકને તો હજાર વર્ષ લાગે છે; જ્યારે ખગોળવેત્તાઓ મંગળની મુસાફરીના માર્ગદર્શક થઇ પડવા મથે, અને જણાવે કે મંગળ માત્ર અમુક કરોડ માઇલ દૂર છે—પણ છે હવાખાવાના સ્થળ જેવો ઠાવકો—ત્યારે જરુર અશાસ્ત્રીય આંખે તો અંધારા જ આવી જાય છે. અને તેમાં ય ચંદ્રલોક તો એમને હસ્તામલકવત, સુરતના વયોવૃદ્ધ વતનીને અહીંની ગલી કુંચીઓની માફક તદ્દન જાણીતો થઇ ગયો છે. કહે છે કે નથી ત્યાં પાણીની સગવડ, નથી ત્યાં પવન કે વાતાવરણ માત્ર ઠંડો બરફ જ બધે ઢંકાઇ રહેલ છે—અને એ સૂર્યનું તેજ પ્રતિબિંબિત કરે છે. પૃથ્વીની આસપાસ એ ફરે છે કારણ કે એ પૃથ્વીનો ઉપગ્રહ છે—ટુકડો છે, અને દરેક ગ્રહને આવા ઉપગ્રહો હોય છે અને એ બધું ગુરૂત્વાકર્ષણના નિયમને લીધે ફર્યા કરે છે વગેરે વગેરે...હું એટલું જ કહીશ કે જ્ઞાનનાં આ ગુરૂત્વાકર્ષણથી આજની રાત પર રહેજો. ઘડીભર બર્નાર્ડ શોની સાથે એમ જ બોલી ઉઠજો કે એ બધી ગપ છે જેમ અગાઉની ગપ તે ધર્મ, તેમ અત્યારની ગપ તે વિજ્ઞાન...વિશેષમાં કહેવા દો કે વિજ્ઞાન અંતર ઓળખતું નથી. એ બરફની નીચે એ સ્મિતઝરતી શીતળતાની નીચે, શું સંતાયલું છે તે વિજ્ઞાન નહીં સમજાવે. એ સમજવું હોય તો ચંદ્રને જ પૂછજો—એ પ્રદેશમાં પહોંચવાને વિજ્ઞાનનું એરોપ્લેઇન કામ નહિ આવે—ત્યાં જવા માટે કલ્પનાની પાંખ પસારજો. કોઇ કહેશે, કલ્પનામાં શું વળ્યું? વસ્તુસ્થિતિ જાણતા હોઇએ ત્યાં કલ્પના

શું કામ આવે ?–હું એટલુંજ કહીશ કે વિજ્ઞાન એ બાલ્યદૃષ્ટિ અને કલ્પના એટલે અંતર દૃષ્ટિ–કલ્પના ન હોય તો બાળક મધુર ન લાગે, કલ્પના ન હોય તો સ્નેહ ન સંભવે, કલ્પના ન હોય તો ઇશ્વર ન હોય. કલ્પના એટલે જ જીવનની કવિતા–કલ્પના એટલે ઉંચે જોવું. કાલે જરૂર ઉંચે જોજો. સંસારની ધુંસરીથી નમી ગયેલ શિર કાલે ઉંચકજો, અને ઉંચે જોજો. તમારા પાય પૃથ્વી ઉપર, પંકમાં પડ્યા છે. પરંતુ તમારાં શિર તો આકાશમાં જ સ્વર્ગ ભણી જ જાય છે તે કાલે અનુભવજો–તો જરૂર તમને શરદ પુનમના સંદેશ મળશે. તમારાં અંતરનાં વૃંદાવને હજુ ય શારદ રાસના રણકાર સંભળાશે, અને રૂપલા રાતલડીમાં તમારા તેમ જ ચંદ્રના ઉરનાં બારણાં ઉઘડશે. ત્યારે જ તમે જાણશો કે સ્વર્ગ પણ ગુરૂત્વાકર્ષણે નહીં પરંતુ સ્નેહની સાંકળે જ સંકળાયું છે. પિંડના અને બ્રહ્માંડના ઇતિહાસ નિરનિરાળા નથી. પ્રણયના પ્રણવસમો સુકોમળ ચંદ્ર, એ શૂન્યમાં સળગે છે, દિનરાત ઝુરે છે. કોની પાછળ ?–પાષાણ હૃદયી પૃથ્વીની પાછળ–અને પૃથ્વી ? એને શીતળતા નથી જોઇતી, એને મૃદુતા નથી જોઇતી, એને દીનતા નથી જોઇતી... મૃદુ કરસ્પર્શે એના અંતરના રસ છો ઉછળે, અને ઉરના મહાસાગર ભલે ભરતીએ ચઢે–પણ એ બધું ય ક્ષણભર...પૃથ્વીને એ નિરંતર નથી જોઇતું. એને જોઇએ છે શુષ્કને સળગાવનો, બેદરકાર અને દરકાર વગરનો અચળ, પ્રચંડ માર્તંડ. તેજપૂજા એ તો પતંગસમ નારીનો પણ સનાતન સ્વભાવ...આજ ચંદ્ર સામું ફરી જોજો...એનાં વદને શીકારા જણાય એનાં સ્મિતની પાછળ રૂદન સંભળાય. ત્યારે એનાં અંતર ઉકેલજો... અને અંતરમાં યે શા ડાઘ લાગ્યા છે તે સમજજો, કલંક દૃષ્ટિથી એને કલુષિત ના કરતા. માનવદૃષ્ટિ કલંક શોધે છે, સર્જે છે. અરે ! નરી

આંખે ન દેખાય તો આંખે કાળા કાચ લગાવીને સૂર્યમોક્ષીય જગત કલંક શોધશે. ચંદ્રમાં એ કલંક નથી–હૈયાના હીર બળી ગયાં ને ત્યાં કાળા કોલસા પડ્યા કાં ન હોય? અંતરના જ્વાળામુખી ઉપર એ ધૂમ્રગોટ કાં ન હોય? **यां चिंतयामि सततं मयि सा विरक्ता**ની અસહ્ય વેદના ઉરની એકાંતમાં આમ પૂરી, એ હસતો હસતો, અમૃત ઝરતો કૃતઘ્ની ધરાનાં ધિક્તા ઉરને કોમળ કરથી પંપાળતો એ તો સદાય ઉગશે અને આથમશે. એને કૃતઘ્ની ના થજો. સ્નેહના એ પરમ સંયમીને સમજાય તો સમજજો–અને જીવનની જડતામાંથી એક રાત જાગૃત થઇ એને સજીવન ગણીને વંદન કરજો.

# કાલ્પનિક સંવાદો
## અને
# વાસ્તવિક વાતચીત.

[નોંધઃ—જેમ અંગ્રેજીમાં લેન્ડોરના 'કાલ્પનિક સંવાદો' સુવિખ્યાત છે' તેમ આ વાસ્તવિક સંવાદો એ આપણું વિશિષ્ટ અંગ છે. સાહિત્યમાં, સમાજમાં, ગૃહજીવનમાં, જાહેર જીવનમાં, રાજા પ્રજામાં, એ સદા સર્વદા અણનોંધ્યા જ રહી જતા હોવાથી 'કાલ્પનિક' 'વાસ્તવિક' નો ભેદ ભુલાઇ જાય છે. પરંતુ બંને પ્રદેશો જરૂર જુદા છે એમ આવા પ્રકાશથી પુરવાર થાય તો જ આ સંવાદો સાર્થક ગણાય. અહીં એકલું સાક્ષરજીવન આલેખ્યું છે; અને એક રીતે સાહિત્ય જ સમાજને ઘડે છે. છતાં એટલું બેધડક જણાવવું જોઇએ કે મનુષ્યના જેવા કાન લઇને ફરનાર કોઇ પણ મનુષ્યને આવા વિસંવાદી સંવાદો આપણા જીવનની પળે પળે સંભળાશે કારણ જીવન એટલે મૌન નહિઃ જીવન એટલેજ સંવાદ કે વિસંવાદ.

—લેખક]

કાલ્પનિકઃ

સ્થળઃ સાક્ષરનું ઘર.

"નાથ, નાનાલાલને હું ન્યાય નહિ આપી શકું."

રમેશચંદ્રઃ "કવિને વિવેચક ન્યાય તો ક્યાંથી જ આપી શકે? પણ પ્રિયે! સમજીશું નહિ તો એ પુજીશું તો ખરાં!–અને તારૂં વ્યાખ્યાન એટલેજ કવિતા. તારૂં પદલાલિત્ય, તારૂં મુખમાધુર્ય—"

સરલાઃ "પ્રાણ, એ પ્રેરણાનાં પીયૂષ પાયાં કોણે? વિદ્વત્તાને વરનારી, નાથ, મારા જેવી ભાગ્યશાળી બીજી કોઇ ભાગ્યે જ હશે. સમાજ મને આજ સાંભળશે તો ખરીને?"

રમેશઃ પ્રિયે, તારો ક્ષોભ અસ્થાને છે. તને ન સાંભળે? શું સંગીત સૃષ્ટિમાંથી શમી ગયાં છે?"

સરલા : "કોણ જાણે, નાથ, આજ મારાં ઉરને આંગણે ફુલડાંની ફોરમ ફેલાય છે. જાણે ગુર્જર સાહિત્યને આંગણે આવેલા આ અમોલા અતિથિને આદરવા હું ગુજરાતણ આજ ગાંડી બની છું. રખેને હું સભામાં બોલતાં બોલતાં આજ કૈં ગાઇ ઉઠું?"

રમેશ : "તો તારાં સંગીતે સમાજ નાચશે મુરલીએ ફણીધર જેમ."

સરલા : "પણ, નાથ! કોઇ સમજશે નહીં તો?"

રમેશ : "તો દોષ તારો નથી, પ્રાણ, પ્રેરણાની પુણ્ય પળોએ લખાએલું લેખક પોતે જ કોઇ કોઇ વાર નથી ઉકેલતા, તો અન્યનાં શાં ગજાં? સમાજ રસતરસ્યા ચાતક સમી ઝંખે છે. તારાં અમૃત બિંદુ ઝીલશે ઝીલાય તેટલાં."

સરલાઃ "ખરૂં છે, પ્રાણ, અને આજ નહીં તો કાલ. કાળ કદર કરશે. ભવિષ્યને કોણ ભુંસનાર છે? આપણી રસસરિતાઓ સુકાય નહીં તો જ સાહિત્ય સાગર સમૃદ્ધ થાય. મને તો નાથ એજ ધગશ છે."

રમેશઃ (સાક્ષરી વિનોદમાં) " તારાં કુસુમ સુકુમાર શરીરને ધગશ પરવડે હો! પણ ભુલ્યો દેશને ખાતર દેહ પડે તો એ શું? જનતાને ખાતર જીવન જાય તો એ શું? હું પિંડને પુજતો નથીઃ પ્રાણને પુજું છું."

સરલાઃ (ઉમળકાભેર ભેટીને) " મારો આતમરામ! ચાલ, વહાલા,

ભાવભર્યાં ભોજન કરાવું."

રમેશ: (કવિમય કરૂણરસથી) " તું મને ભુખ્યો જ રાખે છે. હાથમાં કોળીઓ રહી જાય, દાળ ઠંડી પડી જાય, બીલાડી દુધ પી જાય, તો એ હું એ મુખ નિરખ્યા જ કરૂં–સ્નેહ એટલે જ પરમ અસંતોષ. હું સદાયનો ભુખ્યો જ રહેવાનો. અને તેથી આજ આપણે કળાવતી બેનને ત્યાં જમવા જવાનું છે."

સરલા: " નાથ, તમારા સ્નેહે ધરાએલી હું ત્યાં શું જમીશ? કળા બેનના અમૃત થાળ પણ મારે ઠેલવાના જ રહ્યા...વહાલા, જીવનની પળે પળે એમ જ થયા કરે છે કે આ સરજનહારની આ રસસૃષ્ટિમાં, તું અને હું, બેજ જન્મ્યાં હોત તો!"

રમેશ: " ગાંડી! તો તું વ્યાખ્યાન ક્યાં આપત? ના, એમ નહીં. તે જડ જગતમાંથી પણ તારી સંજીવની શક્તિ વડે સજીવ સભાસદો સરજાવ્યા હોત. તારી પગલી પગલીએ પથ્થરો પમરતા હોત. તારી વાવેલી વનવેલિનેએ વાચા હોત અને તારાં તો ફુલોનાએ ફાંકા ઓર હોત... આજે તું ગુજરાતને મુગ્ધ કરવાની. તારૂં વ્યાખ્યાન એ આજ ગુજરાતનો ગરવો દિન—"

[બન્ને હાથ પસારી સરલા તરફ ઢળે છે ત્યાં–] બહારથી " રમેશભાઇ"... "રમેશભાઇ..." એવી બુમ, અને પછી સાક્ષરશ્રી સુરેશચંદ્ર પ્રવેશે છે, અહીંથી 'કાલ્પનિક' અને 'વાસ્તવિક' 'બંને સંવાદો 'વ્યાવહારિક' સંવાદમાં પરિણમે છે. કોઇ તેને કૃત્રિમ કડાકુટ કહે છે.

સુરેશચંદ્રઃ (પ્રવેશતાં) "કેમ સાક્ષર દંપતી! આટલાં વહેલાં ક્યાં તૈયાર થયાં?"

રમેશ: " ઓહો, આવો સુરેશભાઇ, એતો આજે દેવીનું વ્યાખ્યાન છે અને અત્યારે કળાબેનને ત્યાં જમવાનું છે. તમે તો પરબારા હોલમાં જ મળશોને ?...ચાલો, ડાર્લીંગ, લટકા કરતાં લેઇટ ના પડતાં–"
[ સરલા સ્વાંગ સજવા સીધાવતાં, સાક્ષરો એકલા પડે છે. તુરત જ પાછા સંવાદના બે ફાંટા પડી શકે તેમ છે—]

રમેશ : " કેમ સુરેશભાઇ એકલા આવશો કે સજોડે ? "

સુરેશ : અરે, પ્રમીલા એકલો આવવા દે તેમ જ ક્યાં છે ? સવારની "સરલા બેનનું ભાષણ" ઝંખે છે, સાહિત્ય આડે તો આજે શાક છીણવાનું ભુલી ગઇ હતી."

રમેશ : "કેવી ધન્ય મનોદશા ! અને સુરેશભાઇ, તમે પેલા 'રસિક'નો રિવ્યુ સજ્જડ લીધો હો ! "

સુરેશ : "સાહેબ, રોગ, શત્રુ, અને નમાલો લેખક એ ઉગતાંજ દબાવવા જોઇએ. એને વિષયનું જ્ઞાન નથી. સમાજને અવળે માર્ગે દોરે છે. એવા ધાંધલીઆ, ઉશ્કેરનાર લેભાગુ લેખકો લેખ લખવા કરતાં લોટ માગી ખાય તો વધારે સારૂં."

રમેશ : " ભાઇ એ આદર્શવાદ તો તમે પ્રખર સાક્ષર રહ્યા તે તમને પાલવે, પણ, જો જો, મારા પરમદા'ડાના ભાષણમાં પ્રમુખપદેથી ન છોલાટતા–"

સુરેશ : "રમેશભાઇ, ગૃહજીવન અને સમાજજીવન એ બંને નીરનીરાળી વસ્તુ છે. અંગત તમે મારા ભાઇ છો, પણ સત્યને ખાતર તો હું સગા બાપને એ શુળીએ ચઢાવવા તૈયાર છું."

રમેશ : "કૈ નહીં. તમારા સપાટાથી એ સુધરશું, અને તમે મુંબાઇ

ક્યારે ભાષણ આપો છો ?"

સુરેશ : "સોમવારે, તમે એ, સાંભળ્યું કે આવવાના છો ?"

રમેશ : "શું કરવું ? સાહીત્યકારને કે વ્યાખ્યાનકારને સુખની નીંદર નથી જ. દેશને દુઃખ હોય ત્યાં શા સુખે સુવું ? જીંદગી એટલે જ જાગૃતિ : પછીથી સનાતન સુષુપ્તિ તો છે જ ને ?"

સુરેશ : ( દિવ્ય આવેશમાં ) "઼ઓ સાહિત્ય ! ઓ સાહિત્ય ! તારે ખાતર કેટકેટલા ફકીરી લઇ ફરે છે ? યાદ રાખજો, રમેશચંદ્ર, સમાજ સુધારશે તે સાહિત્ય : દેશને ઉદ્ધારશે, એ પણ સાહિત્ય : અને સ્વરાજ્ય અરે ! સ્વરાજ્ય પણ હિંદદેવીને દિવ્ય લલાટે લખાએલું છે તે લાખોના લોહીના અક્ષરે નહીં, પણ સાહિત્યકારની શાહીથીજ. ઓહ ! હું શું કરી નાખું ? પાઘડીઓ પટકાઇ, ટોપીઓ ત્યજાઇ, કોટ કઢાયા ને કફનીઓ સજાઇ—સાહિત્ય ખાતર મારે શું ત્યજવું ? અરે ! હમણાંને હમણાં જ પ્રાણ ત્યજું—પણ, પણ, પાછળ કોણ ?

[સરલા સાક્ષરી સાદાઇમાં, લેખનાં સ્વચ્છ બંડલ સહિત, રૂમમાં દાખલ થાય છે; અને આ ત્રણ સાહિત્યકોની ત્રિપુટી, ગૃહજીવનમાંથી સમાજજીવનમાં બહાર પડે છે.]

---

## વાસ્તવિક.

"એટલે તારે એ ભાષણ વાચવુંજ પડશે."

સરલા : "ને આ અનિલ રડશે તે ?"

રમેશ : "રામો એને રાત લગી બહાર લઇ જશે."

સરલા : ( રડતે અવાજે) તમે " મહેરબાની કરી મને ત્રાસ ન આપો. તે દા'ડે કેવી કફોડી સ્થિતિમાં મને મૂકી દી'ધીતી ? મારે નામે

આવેલો લેખ મને જ ન સમજાય, તે લીલાબેન કૈં મુરખ નથી: ચટ્ટ બધું સમજી ગયાં ને વાત ફેરવી નાખી. મેં તો ત્યારથીજ પાણી મૂક્યું છે કે હવે મારે નામે—"

રમેશ: "હા, હા, તારે નામે જીવતાં તો શું પણ તું મરીશ તો એ તારા અપ્રગટ લેખો તારે નામે છપાવીશ. જોતી નથી આખા ઘરનું નામ આવી ગયું ને ગમાર જેવી તું એક રહી જાય તે? -કોની વહુ છે તે ખબર છે?"

સરલા: "હા. અને તેથી તો કહું કે મારે તમારી વહુ તરીકે જ ઓળખાવું છે મારે મારૂં નામ નથી કાઢવું."

રમેશ: "પણ મારે તારા વર તરીકે ઓળખાવું છે તો? હું તને અમર કરીને જ મરવાનો."

સરલા: (જીભ કરડીને) "એવું અપશુકન મા બોલશો, તમે મરી જાઓ પછી હું શા સુખે જીવું? સદાયનો રંડાપો તો ન સહેવાય બા!"

રમેશ: તું મૂર્ખી છે, અને તારી મશ્કરીમાં એ માલ નથી. જોતી નથી હું એ અમર થવા મરી પડું છું તે? -ચાલ એકવાર વ્યાખ્યાન મોટેથી વાંચી સંભળાવ બરાબર."

સરલા: "વાંચું પણ શરમ આવે છે."

રમેશ: "અરે! સાક્ષરની સ્ત્રીને શરમ કેવી"?

સરલા: "ભુલી, પણ બળ્યું ગભરામણ તો થાય જ કની?"

રમેશ: (ધીરા પડીને) "તેથી તો પ્રેક્ટીસ કરાવું છું. મારાથી ગભરાઈશ તો સભામાં કેમ સંભળાશે?"

સરલા : "જાણે એ તો જવા દો સાહેબ, તમે ન હો ત્યારે મારો સાદ શેરી સાંભળે છે. તમારાથી ગભરાઉં છું તેટલી કૈં સભાથી નથી ગભરાતી હો !"

રમેશ : "હેં! તારામાં વિનોદ ? સાક્ષરનો સહવાસ લાગ્યો કે શું ?"

સરલા : " વિનોદ તો અમારી વાણીએ જ વર્યો છે, પણ એથી શું વળ્યું ? કૈં બળ્યું વ્યાખ્યાન એમ વંચાય ?"

રમેશ : " હવે ટકટક જવા દે. જીંદગી એટલે શું તે જાણે છે ? નહીં કે તારો વાતુડીઓ વિનોદ. જીવન એટલે વાચન, વ્યાખ્યાન, વિવેચન—"

સરલા : " પહેલું ભોજનનું જરા કરી લઇશું ?"

રમેશ : " જહન્નમમાં જાય તારું જમવાનું, બે રોટલી સારી આવડી એટલે બડાશ મારે છે ? આજ જવું છે કળાવતીબેનને ત્યાં આપણે જમવાને. જો, સભ્યતા શીખજે, અને મોઢાં ના મરડતી. ચાલ, વહેલી થા."

સરલા : "પ્રભુ ખાતર મને ભુખી ન મારો. કળાબેન તમારાં લેખિકા હશે, પણ એમની રસોઇ તો તમે જ વખાણો. પેલી એમની દાઝેલી દાળ હજુ એ દાઢમાંથી નથી જતી—"

રમેશ : ( રાતો પીળો ) " જંગલી, ભાન છે બોલવાનું ? મુંગી મ—"

[બન્ને હાથ ઉગામી સરલા તરફ ધસે છે ત્યાં—]

બહારથી " રમેશભાઇ "..." રમેશભાઇ..."એવી બુમ, અને પછી સાક્ષરશ્રી સુરેશચંદ્ર પ્રવેશે છે, અહીંથી 'કાલ્પનિક' અને 'વાસ્તવિક' બંને સંવાદો 'વ્યવહારિક' સંવાદમાં પરિણામે છે. કોઇ તેને કૃત્રિમ કડાકુટ

કહે છે.

સુરેશચંદ્ર: (પ્રવેશતાં) "કેમ સાક્ષર દંપતી! આટલાં વહેલાં ક્યાં તૈયાર થયાં?"

રમેશ: "ઓહો, આવો સુરેશભાઇ, એ તો આજે દેવીનું વ્યાખ્યાન છે, અને અત્યારે કળાબેનને ત્યાં જમવાનું છે. તમે તો પરબારા હોલમાં જ મળશોને?...ચાલો, ડાર્લીંગ, લટકા કરતાં લેઇટ ના પડતાં–"

[સરલા સ્વાંગ સજવા સીધાવતાં, સાક્ષરો, એકલા પડે છે. તુરત જ પાછા સંવાદના બે ફાંટા પડી શકે તેમ છે—]

## વાસ્તવિક.

રમેશ: "જુઓ, એના ભાષણમાં તમારે અને પ્રમિલાબેનને, બંનેએ જરૂર આવવું જ પડશે–યાદ છે કે પ્રમિલાબેનના પ્રદર્શનમાં અમે કેટલો ભાગ લીધો હતો તે?"

સુરેશ: "જરૂર, જરૂર, મારા સાહેબ. સાહિત્યમાં એકલા સ્વાર્થને અવકાશ નથી. સાહિત્ય એટલે જ સાથે સાદું."

રમેશ: "શ–હા–બા–શ. જુની કહી, પણ સુરેશભાઇ પેલા ડખલખોર 'રસિક' નો લેખ છપાયો છે તે જોયો?"

સુરેશ: "એ લેખ મેં તો પુરો વાંચ્યો જ નથી. હું એને જાણું ને. અને નહીંતર પણ એતો મારો વિષય. એમાં કોઇનાથી ડખલ કરાયે જ કેમ? એવો ખખડાવી રીવ્યુ લીધો છે કે ફરી લખતાં ભુલી જાય."

રમેશ: "વાહ, પણુ સાહેબ, જો જો પરમદાડે મને સભામાં પ્રમુખપદેથી છોડાટતા."

સુરેશ : "અરે ! રમેશભાઇ એ શું બોલ્યા ? આપણો સબંધ—અને પાછા મારા ભાષણના તમે જ પ્રમુખ થાઓ એ પણ હું કેમ ભુલું ?"

રમેશ : " ના, ના, એ તો સ્હેજ, પણ આપણાં બે ભાષણો અહીં થશે પછી બહાર ગામની ગોઠવણ કેમ કરીશું ?"

સુરેશ : " એ તો હું તમને મુંબાઇથી મધુભાઇ પાસે જ લખાવડાવીશ. મારે સારૂં પીછાન છે અને પછી તમે ભુલતા નહીં હો—"

રમેશ : " કેમ ભુલું ? પહેલાં એ સાહિત્યમંડળ તમને નિમંત્રે-મારાથી પછીથી જ બોલાય—એ તો દીવા જેવું છે."

સુરેશ : " હં, તો ઠીક, અને નીરાંત છે કે દીવા જેવું દુનીઆ દેખતી નથી. સાહિત્યનો ઉદ્ધાર અને દેશનો ઉદ્ધાર બંને ભલે થાઓ. આપણો એમાં જરા એ વિરોધ નથી. માત્ર એ સૌ આપણા ઉદ્ધારથી જ શરૂ થવું જોઇએ. પહેલો હું, પછી તમે, પછી આપણું કુટુંબ, આપણી ન્યાત, આપણું ગામ, આપણો પ્રાંત, આપણો દેશ, આપણો ખંડ, અને અંતે આપણી દુનીઆ—એજ સ્વર્ગની સીડી છે. ત્યાં ચઢયા પછી વળી સ્વર્ગની સુધારણાનું જોઇ લેવાશે. મારા સાહેબ, દુનીઆ ઝુકતી હય, ઝુકાનેવાલાની જ ખોટ છે. જીવીશું ત્યાં લગી તો આપણે જ આપણું જાળવી લઇશું અને પછી પાછળ—પાછળ પણ સપુત પાકી રહેશે.

[ સરલા સાક્ષરી સાદાઇમાં, લેખનાં સ્વચ્છ બંડલ સહિત, રૂમમાં દાખલ થાય છે; અને આ ત્રણ સાહિત્યકોની ત્રિપુટી, ગૃહજીવનમાંથી સમાજજીવનમાં બહાર પડે છે. ] *

* ' ગુજરાત ' દીપોત્સવી ૧૯૮૩.

# પ્રોફેસર.

માારે હવે પ્રોફેસર તરીકે વર્તવું જોઇએ, 'પ્રોફેસ' એ અંગ્રેજી ધાતુનો અર્થ ગમે તેનો પણ 'દાવો ધરાવવો' એવો થાય છે. દરેક મનુષ્ય સ્વભાવથી જ કંઈ ને કંઈ દાવો કરવાને જન્મેલ છે. કોઇ કુસ્તીનો દાવો કરે છે, કોઇ જાદુનો દાવો કરે છે; કોઇને ગણિત, કોઇને ઇતિહાસ તો કોઇને સાહિત્ય હસ્તામલકવત હોય છે. એ પ્રમાણે અનેકવિધ આવડતમાંની જે એકાદ પોતામાં હોવાનું જે પોતે કહેતાં હોય તે સર્વ નર નારી તે તે વિષયનાં પ્રોફેસર કહેવાય છે. હું સાહિત્ય માટે સરજાયલો છું. મારૂં કર્તવ્ય યુવાનીદ્વારા સમાજમાં સાહિત્ય રેડવાનું, એટલે જડતામાં જીવન રેડવાનું છે.

હું જ્યારે જ્યારે બીજા મનુષ્યોને જોઉં છું ત્યારે ત્યારે પ્રથમ વિચાર મને એ જ આવે છે કે 'મને જે આવડે છે તે આને નથી આવડતું'; અને તેથી તરત જ હું એ ભુલ્યાંને માર્ગ બતાવવા મથું છું. એ પણ મનુષ્ય હોવાથી એકાદ વિષયમાં પ્રોફેસર તો હોય જ છે; અને તેથી મને સીધે રસ્તે દોરવા એ પણ મનુષ્ય સહજ સહાનુભૂતિથી મંડી પડે છે; અને જીવનની ઘટમાળ એમને એમ ચાલ્યા કરે છે. આનાં અનેક વર્તુળો અને વમળો છતાં જ્ઞાન પ્રવાહ આગળ ને આગળ ધસ્યો જાય છે, જગત પ્રગતિ પર પ્રગતિ કર્યે જાય છે, એ અમારા જીવનની સાર્થકતા ભાવિ પ્રજાના પંથમાં સુઘડ પથરાઇ જઇએ, અને અમારી ઉપર પગ દઇ બીચારાં બાળકો આગળ વધે એટલે જીવ્યું સફળ. હું જોઉં છું કે આ રૂપકમાં કૈંક પથરા જેવું ખુંચે છે; પણ સત્યો એવાં જ હોય છે. હું કૈં કવિ નથી કે કૈલ પાથરૂં.



પ્રો. ગજેંદ્રરાય ગુ. બુચ

ઉ. વ. ૨૦.

(બહાઉદ્દીન કૉલેજ ફેલો)

કર્તવ્યોના કડક પંથમાં અંતરાયો આવે, એ તો જગત-જુની
ાત છે. મારા માર્ગમાં પણ પ્રથમ પથરો પડ્યો હોય તો એ અહં-
ુદ્ધિ છે. મારે જગતને ભાષણોથી ભાન કરાવવાનું રહ્યું તે કર્તવ્ય હું
ાડી પણ ભુલતો નથી. પરંતુ સાથે કરુણ કથા એ છે કે ઘણી એ
અનન્ય પળોમાં 'હું ભાષણ કરૂં છું' એ કર્તા-કર્મનો ખ્યાલ આવી
જાય છે, અને નરસિંહની શકટ-શ્વાનની સચોટ ઉપમા વીસરાઇ જાય છે.
ખાસ કરીને જ્યારે અસંખ્ય આંખો, અસંખ્ય યુવાન આંખો, અસંખ્ય
આતુર યુવાન આંખો મારી પ્રેરણાના પીયૂષ પીવા નવપદ્મ માફક વિકસે
છે, ત્યારે મારાથી પણ ઉગતા સૂર્યની માફક જરા રંગબેરંગી, જરા
નાટકી, થઇ જવાય છે. જો કે સાથે એ પણ એકદમ જણાવી દેવું
જોઇએ કે જ્યારે બીજાને હું નાટકી લાગું છું ત્યારે તો તેઓની જ ભુલ
હોય છે. તન્મયતાનો તનમનાટ એ બીચારા ક્યાંથી સમજે? મંદીરે
ધસ્તાં ભાવિક ભક્તજન જેણે જોયાં હોય તેને જ ભવ્ય ભાષણોમાં પણ
કેમ ભાન ભુલી જવાય છે, તેનો કંઇક ખ્યાલ આવે. મહત્તાનાં મોજાં
કોને મસ્ત નથી બનાવતાં? માતા આવતાં તો ભુવાઓ ધુણે છે. એટલા
હાવભાવમાં જ ભાવ અને ભાવના સમાઇ નથી જતાં. નૃત્ય એટલું નાટકી
એમ કહેવું એ કળાનું અપમાન છે. પણ હું મારો બચાવ કરવાની જરૂર
જોતો નથી.

છતાં પેલું 'અહં' એને દાબવા તો ઘણો મથું છું. ખરૂં છે કે
વિદ્યાર્થીઓની તાળીઓના તાલ મને ક્ષણભર તો સંગીતમય બનાવી દે
છે. પણ તુરત જ અંતરનાદ ઉઠે છે, અને આત્માશા ઉન્નત એક જ હાથે
એ ગડગડાટ હું અટકાવી દઉં છું. એ મોહ-મદિરા હું નથી પીતો. રસા-

સ્વાદ એ ગોગ નથી એ હું બરાબર સમજું છું. મને પરમ શાંતિ જ છાજે. તોફાન કે તડફડાટ સપાટી ઉપર જ હોય: ઉંડાણમાં તો—કંઈ જ ન હોય. આથી જ હું હસતો નથી. બહુ તો ક્ષુદ્ર મનુષ્યો તરફ નિરાશા-જન્ય, નિરાશાજનક, મંદ મંદ સ્મિત કરૂં છું કે 'આની આંખ ક્યારે ઉઘડશે?'

મને ટાયલાંની નવરાશ નથી. મારૂં ભેજું ભુંસો ભરવા કાજે નથી. આથી સાધારણ માણસોની વ્યવહારિક દૃષ્ટિએ હું કુશળ નથી ગણાતો તેની મને પરવા નથી. બાકી જો બાઇનોમીઅલ થીઓરમ આવડે, વેદાંતમાં ઇનામ મળે, અને ઋગ્વેદ લખાયાની તારીખ પણ શોધી કાઢું તો શું શાક કોની દુકાને મળે, અગર કઇ સાડી ઉપર કઇ કોર કઇ બૈરીને સારી લાગે; એટલું હું ધારૂં તો ન શીખી શકું? મેં તો મારાં પત્નીને પણ પહેલેથી જ જણાવી દીધું છે કે "મારા હૃદયમાં તને સ્થાન છે—સિંહાસન છે: પણ મારા ટાઇમટેબલમાં તો તને પણ અવકાશ નથી. તું જાણે કે મારા પેલા પાડોશીની માફક હું તને બારણામાંથી બુમ મારૂં, કે તારી સાથે હીંચકે હીંચક્યા કરૂં, કે તને લઇને નાટકમાં જાઉં, કે જમવા બેસીને રસોઇ વખાણું; કે બધે 'મારી વહુ' 'મારી વહુ' કે 'હું આનો વર' 'હું આનો વર' કરી પ્રદર્શન ભરૂં—તો તું 'મારી જાતને નથી ઓળખતી.' ફરી ફરી કહું છું કે અકલ તદન સાધારણ કોટિની નથી. એમ. એ. નું ઇનામ સરકારના ઇલ્કાબથી યે વિરલ છે વીરલાઓ વાટે ને ઘાટે નથી પાકતા...ઓ પ્રભુ! વળી પાછું "અહં!'

અને કે 'અહં' એક જ મને નડે છે એમ નથી, રાગદ્વેષ અને ન્યાયઅન્યાયની ખીણો વચ્ચેથીજ મારો પહાડી પંથ ચાલ્યો જાય છે,

કોઇ વાર ઉંડાણમાં જોઉં ત્યાં ચક્કર આવે—પણ તુરત જ મન કાબુમાં રાખી, આંખ મીંચી આગળ ધપું છું. એકવાર પ્રીવીઅસનાં પરિણામ પહેલાં એક વિદ્યાર્થી આવ્યોઃ "સાહેબ, મા વિધવા-નાની બેન ચૌદ વર્ષની થઇ-હું કમાઇશ ત્યારે પરણશે. અમારી ન્યાત-દીકરીની જાત, ઘર વેચીને ભણું છું-સાહેબ...દસ માર્ક માટે..." તે જ સવારે છાપામાં એક વિદ્યાર્થીનો આપઘાત વાંચેલો...ઘડીભર તો આવાં ઉંડાણોમાં જોતાં કમકમાટ આવે, પણ આવા ચીરાઓ ક્યાંથી પડ્યા, કોણે પાડ્યા એ શોધવાનો મારો ઉદ્દેશ નથી. હું સમાજનો નહીં પણ સાહિત્યનો સેવક છું, મારે તો ચીલે ચીલે જ ચાલ્યું જવાનું. કાયદામાં લાગણીને સ્થાન નથી. મારાથી માર્ક ન જ અપાય; અરે, કોઇક વિદ્યાર્થીમાં પારિજાતકના પમરાટ, અને ઘણાયમાં ગલીકુંચીની ગંધ આવતી હશે—એકને હસાવતો નથી, બીજાને રડાવતો નથી. બને તેટલો હું તો અલિપ્ત રહું છું. મારે મિત્રતા ન હોય, સમભાવ વગર મૈત્રી ક્યાંથી સંભવે? અને મારા સમાન મારે શોધવો ક્યાંથી? બાંકડાઓ ખુરશી સમાન કોઇ કાળે ન જ થવાના. ભલે ને પછી ત્યાં બેસનાર છોકરો હો યા છોકરી.

કોઇ કહેશે કે યુવક અને યુવતી વચ્ચે તો કૈંક ભેદ હોવો જોઇએ; એમાં રાગદ્વેષ નહીં, પણ સ્ત્રી સન્માનનો પ્રશ્ન આવ્યો. હું એટલું જ કહીશ કે રાગદ્વેષ એ સનાતન દ્વંદ્વ છે. સ્ત્રી સન્માન તો સામાજિક, આજકાલનો પવન છે સનાતન સત્યોને પંથ પળનાર એવો હું આજ કાલની પવનથી ડગમગું તો ઉપનયન અભડાય. શું યાજ્ઞવલ્ક્યે પણ ઉપનિષદમાં ગાર્ગી બહુ ગડબડ કરતી હતી (સ્ત્રીઓને 'આનું શું' અને તેનું 'કેમ' એમ પ્રોફેસરને પણ પડપુછ કરવાની અને તાગ લેવાની

બહુ ટેવ હોય છે) ત્યારે સાફ સાફ, જરા એ Please (ભલા થઇને તમે) કે excuse me (મને માફ કરજો બાળા, પણ) વગર નો' "તું કહી દીધું કે ગાર્ગી (મીસ વસિષ્ઠ કે મીસ વિશ્વામિત્ર નહીં હોં!) હવે જો વધારે ગરબડ કરી તો શિરસ્તે એટલે, કે માથું ભાંગી નાખીશ." સત્યની ધગશ એવી જ હોય છે. બુદ્ધિથી પર એવા પ્રદેશોમાં સર્વ દલીલોને અંતે આ અંતીમ ઇલાજ છે...પોતાની પત્નીને નામ દઇને આવી ભાષામાં અનાદિકાળથી જ સંબોધાય છે; એ સત્ય અનાયાસે શોધાઇ ગયું એ પણ ઠીક જ થયું, જો કે એવું તો મારે અનેક વાર બને છે; એવું એટલે એવી અનેક શોધખોળ...પણ એ અપ્રસ્તુત હોઇ એની પ્રશંસા કરૂં એવો હું તદ્દન કવિ નથી થઇ ગયો...તાત્પર્ય એટલું જ કે મારી દૃષ્ટિએ સ્ત્રીપુરૂષનો ભેદ ન હોવો જોઇએ, અને તેથી નથી. કાલેજની કન્યાઓને મુશ્કેલીઓ લાવવાની અને લાવવાની ઠેઠ શકુંતલાના સમયથી ટેવ પડી ગઇ છે, પરંતુ મારા પ્રખર તાપ આગળ કુસમો કરમાઇ જ જવાનાં. મારી નજર સામાની આંખમાં નથી જોતી, પણ એની ઉપર થઇને દૂર દૂર પેલેપાર અનન્તતામાં જ વિલીન થાય છે; અને તેથી હું આકૃતિઓ કરતાં ઓળા જ જોઉં છું. મારે વળી સ્ત્રી અને પુરૂષ શાં?

આ મારૂં માનસ, સિદ્ધાંતોને આધારે મેં જીવન ઘડયું છે, છતાં એ, કોણ જાણે કેમ હું એવા જગતમાં આવી પડયો છું કે જ્યાં દેશનું ઉછળતું લોહી, એનું ધડકતું હૃદય મને વીટળી વળે છે. મારી આસપાસ સૌંદર્યના બગીચા છે કૈંક ફુલો ખીલે છે. દૂર દૂર પ્રચંડ સરિતા સાગરને સંગમે ગાજતી જાય છે. માર્ગમાં રંક ભીખારીઓના આર્તનાદ, ઉપર ઘટાઓમાં કોયલના ટહુકાર, અને તેથી ય પાર આકાશભેદી મેઘની

ગર્જના-હું શું સાંભળું? પેલું કલેક્ટરની મોટરનું ભુંગળું, અને એની પાછળ સામ્રાજ્યનો સત્તાવાહી અવાજ! ખસીશ નહીં તો મને કાદવ ઉડશે. શું સાંભળું? કોઇ હતાશ વિદ્યાર્થીનું રૂદન, કે અંધારી રાત્રીમાંથી ચડકતાં કોઇ વિધવાનાં ડુસકાં,-કે બારણામાંથી કીલકીલાટ કરતું માલુકનું હાસ્ય?

સ્થિતપ્રજ્ઞ થવા મથું છું, પણ કોણ જાણે કેમ કોઇ કોઇ વાર માણસ થઇ જવાય છે. મારે હવે 'પ્રોફેસર' થવું જોઇએ. *

( * 'ગુજરાત' કાર્તિક ૧૯૮૪)

# આપણું ઋણ

હિંદુ મુસલમાનનાં તોફાનોને લીધે આ પ્રશ્ન અત્યારે ઘેર ઘેર ચર્ચાઇ રહ્યો છે. હિંદુઓ શાથી બધે જ માર ખાય છે? આપણે જ આપણો ન્યાય કરીશું. આપણે આપણી જાતને ઓળખવી જોઇએ.

પહેલું તો આપણા સમાજનો, આપણી સંસ્કૃતિનો, વિશિષ્ટ ગુણ તે કાર્યશૈથિલ્ય. આની જવાબદારી આપણા ધાર્મિક, ચિંતનાત્મક સાહિત્યને શિર છે. વિચાર વધે તેમ વેગ ઘટે એ સ્વાભાવિક છે, ઇતર ધર્મોની અપેક્ષાએ હિંદુ ધર્મની વિશાળતા અને ઉદારતા એને મમત્વહીન અગર ઝનૂન વગરનો બનાવી રહી છે, આ ઇષ્ટાપત્તિ હશે, પરંતુ તે આદર્શવાદની દૃષ્ટિએ. આર્ય પ્રજાની અને આર્ય સંસ્કૃતિની ચારે બાજુએ હિમાલયની દિવાલો હોત, તો આ આદર્શવાદ ખુશીથી ખીલાવત. પરંતુ છે તે વસ્તુસ્થિતિ સ્વીકાર્યા સિવાય છૂટકો નથી. અને કંઇક અંશે, આ જગતમાં જીવવું હોય તો જેવાની સાથે તેવા થયા વગર ચાલતું નથી. અર્જુનના સમયથી જ આપણે અચકાતા આવ્યા છીએ, આ આપણો પૂર્વ ઇતિહાસ.

છતાં ય અગાઉ આપણે લડી શકતા. કંઇ નહિ તો સ્વરક્ષણ લડવા પ્રેરતું. પછીથી સરકાર આવી એટલે એ સવાલનો જાણે નિકાલ થઇ ગયો. આપણા અભણ વર્ગમાં “સરકાર માબાપ” એ સૂચક શબ્દપ્રયોગ પેસી ગયો. જેમ બાળકને કોઇ મારે તો “મારી માને કહી દઇશ” એમ કહેવાનું, તેમ આપણને સરકાર માબાપની ઓથ મળી. સ્વમાનને ભોગે સંરક્ષણ સ્વીકારાયું. કાયદો અને કેળવણી–સરકારી કાયદો

અને સરકારી કેળવણી–એ બન્ને સબળ હાથોએ સહૃદયી સરકાર સમગ્ર હિંદુસ્તાનને છાતી સરસો ચાંપી રહેલ છે. હજુ, ભૂલાવું ન જોઇએ કે, મુસલમાનો કેળવણીમાં પછાત છે. અને, અલબત્ત, સરકાર એમને પણ આગળ લાવવા એક પગે તૈયાર છે. સ્વભાવતઃ શિથિલને નિર્બળ બનાવવા પૂરતો આ સરકારનો ફાળો. હા–એક મુદ્દાની વાત રહી જાય છે. શાણી સરકારે આપણને નિઃશસ્ત્ર કર્યા. અખિલ વિશ્વમાં એક આર્યાવર્ત શસ્ત્રવિહોણો છે–કારણ અહીં સત્યયુગ પ્રવર્તે છે; અહીં રામરાજ્ય છે. આપણું બળ શસ્ત્રમાં નહિ પણ શાસ્ત્રમાં છે.

આટલું સામાન્ય વર્ગ પરત્વે. આપણી જનતાની આ મનોદશા. હવે શિષ્ટ વર્ગ, સંસ્કારી વર્ગ લઇએ. હું ગુજરાતની જ વાત કહું છું. આપણા રંગબેરંગી માસિકોમાં આપણા રસરસિલા સાહિત્યકારોમાં ક્ષીણ વિશીર્ણ સર્જનશકિત–નથી જણાતાં? આ વિષવૃક્ષનાં મૂળ ઉંડાં છે. એ સંસ્કૃતિઓનાં સંઘટ્ટનનું પરિણામ છે. એકલા ગુજરાતમાં નહિ, પણ હિંદુસ્તાનનાં ઘણાં ખરાં પ્રાંતિક સાહિત્યોમાં છેલ્લાં પચીશ પચાશ વર્ષો થયાં આ દીન મનોદશા દેખા દે છે. આનું કારણ કંઇક આવું હોઇ શકે; કે, પાશ્ચાત્ય રસસાહિત્યથી આપણાં ઉગતા સાહિત્યકારોની, યુવકોની, રસવૃત્તિ જાગૃત–પ્રદીપ્ત થાય છે. એ રસવૃત્તિને આપણા સામાજિક બંધારણોમાં સમાવીને સંતોષાતી નથી; અને પરિણામે ઉગતા છોડ અકાળે કરમાઇ જાય છે, અગર તો સ્વભૂમિના પોષણ વગર નિર્માલ્ય ફાલ આપ્યા કરે છે. સંસ્કૃતિઓના સમાધાનનો આ મહાપ્રશ્ન હું મહાન વિચારકો અને પ્રેરકોને શિર મૂકી દઉં છું.

કારણો કંઇક ઉપર કહ્યાં એનો પરિપાક આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ.

આપણા સાહિત્યમાં સ્ત્રૈણનો આદિ પ્રવર્તક નરસિંહ કે દયારામ નહિ, પણ કમનસીબ કલાપી. અનેક યુવક–યુવતિ એ મોહ મદિરામાં મોહ્યાં છે. કલાપી ઉપર હું એટલું જ કહીશ કે એનાં કાવ્યોને સમર્થ editing ની જરૂર છે; અને કેકારવમાંના આગલા પત્રો પહેલી તકે દબાવી દેવા જોઇએ. કલાપીથી ઉંચી કક્ષામાં, પરંતુ એ જ દિશામાં, મ્હારે ગોવર્ધનરામભાઇના સરસ્વતીચંદ્રને મૂકવાનો છે. એ માનસિક નબળાઇ, એ છાનાં ઉન્હાં આંસુ યુવાન હૃદયે એકદમ વસી જાય છે. કરૂણમાં સ્ત્રૈણ જોઇએ જ એવું નથી. શેક્સપીઅરનો ઓથેલો કે લીઅર કે મેકબેથ ઉદાહરણ તરીકે બસ છે; અને એનો જ હૅમલેટ લો, એટલે સરસ્વતીચંદ્ર અને હૅમલેટની અસરનો ભેદ જણાઇ આવશે. હૅમલેટ વાંચીને આપઘાત કરનાર નથી નીકળ્યા, પરંતુ 'સરસ્વતીચંદ્ર' વાંચ્યા પછી વર્ષો સુધી ઉંડી ગમગીનીમાં અનેક સંસ્કારી યુવકો પડ્યા છે. કદાચ આનો દોષ લેખક કરતાં વાચકને શિર વધારે હશે. આપણી મનોદશા જ એવી હોય, એ ગ્રંથના અમુક ભાગનાં અમુક પ્રકરણો જ ફરી ફરી વંચાતાં હોય ત્યાં લેખક શું કરે? પરંતુ એ ય સાથે ભૂલાવું ન જોઇએ કે ગોવર્ધનરામભાઇએ વિચારક ઉપરાંત નવલકથાકારનો માર્ગ લીધો છે, અને એ રસ્તે એમનાં પગલાંઓ માટે એ પણ જવાબદાર જરૂર છે. વળી એમ પણ વિચાર આવે છે કે ગોવર્ધનરામભાઇ આપણે માટે જરા વહેલા જન્મ્યા. રા. મુનશીનાં કાક, મુંજાલ કે મંજરી પછી જો સંસ્કારી સરસ્વતીચંદ્ર, વિષ્ણુદાસ કે કુસુદ આવ્યાં હોત તો અસર વધારે સરસ થાત. ધમપછાડને અંતે આવે તે શાંતિ, અને અગાઉની તે ઝાઝે ભાગે સુષુપ્તિ. મ્હારો ઇરાદો આમાં સાક્ષરશ્રી ગોવર્ધનરામભાઇને જરા ય ઉતારી પાડવાનો નથી; એક સમર્થ વિવેચકે કહ્યું છે તેમ "Great geniuses are often

bad examples ".

પરંતુ આ નિરાશાના અંધકારમાં આશાનાં આછાં કિરણો ફૂટવા લાગ્યાં છે. આપણા સમાજ અને સાહિત્યને ખરેખરૂં નવજીવન આપનાર તે રાષ્ટ્રીય ચળવળ. એ મહામોજની છોળો અનેક દિશામાં ઉડી છે. મર્દાનગીભરી રા. મુનશીની નવલકથાઓ ('વેરની વસુલાત' અલબત્ત આ દિશામાં અક્ષમ્ય છે; ઘણાંને એ પરમ પ્રિય છે તેનાં ખરાં કારણો અહીં લખી શકાય તેમ નથી) અને રા. મેઘાણીની 'રસધાર' આપણને અમૂલ્ય છે. એટલુંજ નહિ પણ આપણાં વર્તમાનપત્રો, તેમનાં નામો સુદ્ધાં, વર્તમાન સ્થિતિને આશાપ્રદ બનાવે છે. આ બધાં ઉષાનાં અજવાળાં છે: પરંતુ એટલેથી અહંબુદ્ધિ ન આવવી જોઇએ. પ્રખર તાપ તપ્યા વગર જંતુઓ મરતાં નથી. અમદાવાદમાં પાર્લામેન્ટ ભરાય કે "કાવ્ય ને વાર્તાનાં કારખાનાં બંધ કરવાં," પરંતુ એથી કંઇ શેરીઓની દિવાલો પરના શિલાલેખો કે થર્ડક્લાસના ડબ્બાઓમાંનું રસસાહિત્ય બંધ નથી થવાનું. લોહી બગડયું હોય તો ઉપરના મલમપટા ન ચાલે. સમાજનું શરીર સશક્ત થશે એટલે એનો અવાજ—એનું સાહિત્ય—પણ સમર્થ જ નીકળશે. આપણને હાલમાં હાલમાં મહાકાવ્ય જોઇએ છીએ, અને એ ઇચ્છા બહુ જ ધન્ય છે. પરંતુ જગતભરનાં મહાકાવ્ય જુઓ—મહાકાવ્યની પાછળ મહાન ઇતિહાસ રહેલા છે. આદિકાળમાં આર્યાવર્તે જગતને મહાકાવ્ય આપ્યાં; પછી ગ્રીસ અને ઇટલી કે ઇરાનમાંથી અવાજ આવ્યા. આખા યૂરોપમાં ક્રોમવેલની હાક વાગતી ત્યારે ધર્મની ધગશમાં અંધ મિલ્ટને સ્વર્ગ નર્કનાં સ્વપ્નો સજીવ કર્યાં; આપણે શાની ઉપર મહાકાવ્ય માગીએ ? પ્રભુતામાં આપણાં તો હજુ પ્રથમ પગલાં મંડાય છે, આપણો

હજુ પ્રાતઃકાળ છે. પ્રાતઃકાળનાં પંખીઓના કલરવ મધુર હોય—પણ મધુર તે મહાન નથી. ફરી ફરી હું એ જ કહું છું કે મહાકાવ્યો—Epics of art કે Epics of growth, કાલ્પનિક કે ઐતિહાસિક મહાકાવ્યો—સાહિત્ય કે સમાજનાં લલાટે શાહીથી નહિ પરંતુ લોહીથી જ લખાય છે. મહાકાવ્ય લડાય તો મહાકાવ્ય લખાય. મહાકાવ્ય જીવાય તો મહાકાવ્ય લખાય.[1].

---

૧. સુરત યુથલીગ સમક્ષ આપેલાં ભાષણનો ટુંક સાર.

( 'પ્રતાપ' દીપોત્સવી ૧૯૮૩. )

# આપણું ગૃહજીવન.

---

**એક સંસ્કારી ગણાતા ગૃહસ્થની દિનચર્યા નીચે મુજબ છે.**

પોતે આઠ વાગે ઉઠે છે. દંતધાવન વગેરે વિધિ કરી, પત્ની મોકલે તે ચ્હાનો પ્યાલો ઉદરમાં, દિવાનખાનામાં બેઠા બેઠા, ઠાલવે છે. સાથે જ વર્તમાન પત્રો તથા માસિકો ઉપર નજર ફેંકી જવાય છે. શારીરિક અને માનસિક સ્ફુર્તિવાળા છે એટલે, આના પછી તરતજ ન્હાઇ લે છે. શહેરમાં રહે છે, સંસ્કારી છે ભણેલા છે સારી નોકરીમાં છે. એટલે જુદા જુદા પાંચ મંડળોના મંત્રી કે પ્રમુખ છે. ન્હાયા પછી બેક મંડળની વ્યવસ્થાપક સમિતિઓ બોલાવવાની વિજ્ઞાપનો (Notices) લખી નાખે છે અથવા એકાદ અધુરો પડેલો લેખ પૂરો કરવાના વિચારથી થોડુંક લખે છે અથવા અભ્યાસ આગળ વધારવા પુસ્તકાલયમાંથી ખાસ લાવેલ પુસ્તક વાંચવાની પ્રવૃત્તિ કરે છે ત્યાં ન્હાનો છોકરો 'જમવાની તૈયારી થઇ ગઇ છે' એમ કહેવા આવે છે એટલે જમી લે છે. બનતાં સુધી જમતાં જમતાં પણ અમુક મંડળના સભ્યો કેમ વધારવા, અથવા અમુક લેખનો અંત કેમ લાવવો અથવા અમુક પુસ્તક વાંચ્યા પછી આત્મનિરીક્ષણ રૂપે ઉપજતા પ્રશ્નોનો તોડ કેમ આણવો કે એવી જ કંઇક બાબત તેના મનમાં રમતી હોય છે અને પત્ની પુછે છે "દાળમાં મીઠું બરાબર છે?" તો પણ "હા;" અને "આજ કેમ બરાબર જમતા નથી?" તો પણ એવા જવાબો આપે છે. જમી, પુસ્તકો લઇ, શાળાએ જાય છે. બપોરે આરામના સમયમાં, ઘેર આવી શકાય તેમ છે એટલે આવે છે. તે ઘરમાં પગ મૂકે કે પત્ની રસોડામાં ચ્હા કરવા જાય છે.

ગૃહસ્થ દિવાનખાનામાં તંદ્રા અનુભવે છે. પત્ની કદાચ મધુર લાડથી 'ચ્હા થઇ ગયો છે' એમ કહેવા આવે છે, ત્યારે 'અહીં જ લાવ' કહી ચ્હાનો પ્યાલો આવે ત્યાં સુધીમાં જે આરામ લેવાય તે લઇ લે છે. ચ્હા પી, સોપારીનો કટકો મ્હોમાં નાખી, પાછા શાળાએ ઉપડે છે. સાંજે શાળામાંથી છૂટયા પછી દરરોજ અરધો કલાક પુસ્તકાલયોમાં ગાળવો એવો નિશ્ચય હોવાથી ત્યાં જઇ આવે છે. ઘેર આવી મ્હોં ધોઇ જરા પગ લાંબા કરી આરામ ખુરશીમાં બેસે છે. "શાક આવી ગયું છે? દાતણ છે કે નહિ?" એમ પત્નીને પુછે છે. પત્ની બીજા ઓરડામાંથી, ઘઉ સાફ કરતાં કરતાં જવાબ આપે છે "શાક કાલનું પડયું છે, દાતણ નથી. ગોળ થઇ રહ્યો છે" વગેરે. આ સાંભળી, કપડાં પ્હેરી બજારનું કામ કરવા ઉપડે છે. ઘેર આવી શાક વગેરે મૂકી, પોતે નિખાલસ મનના છે એટલે પડખે જ મિત્ર રહે છે તેને ઘેર જાય છે. મિત્રો વાતો કરે છે, ગામગપાટા લગાવે છે. અમુક મંડળોની વાતો કરે છે, શાળાની વાતો કરે છે. દરમ્યાન ન્હાનો છોકરો "જમવાનું થયું છે" એમ કહેવા આવે છે ગૃહસ્થ જમવા જાય છે. જમતાં જમતાં, "જમીને મ્હારે જીવનવૃંદની સભા છે તે જવું છે. કદાચ મોડો આવીશ" કે એવું કંઇક કહે છે. પત્ની કદાચ "અમને મૂકીને જશો?" એમ પૂછે છે તો 'હવે ઘરનું કામ પૂરૂં કરો' કહી, હાથ મ્હોં ધોઇ જીવનનું સાફલ્ય કરવા નીકળી પડે છે. રાત્રે દશ સવા દશે આવે છે. મંડળના કામકાજનો અહેવાલ તરત લખી લેવાય તો સારૂં ધારી લખી લે છે. અંદર જાય છે. પત્ની સૂતી હોય છે. બાજુમાં સુઇ જાય છે.

કોઇક દહાડો રાત્રે જમ્યા પછી, સભામાં જવાનું નથી હોતું. ત્યારે કંઇક વાંચન લેખન ચાલે છે. અને કદાચ કામથી પરવાર્યા પછી

પત્ની આવે અને 'ચાલોને, બહાર બેસીએ' એમ કહે તો તેને પ્રસન્ન રાખવા 'આવુંછું' કહી, દશમિનિટ સુધી તોય વાંચી, કચવાતે મને બહાર જાય છે. આરામ ખુરશી પર પડે છે. પત્ની નીચે ચાકળો નાખી બેસે છે. ગૃહસ્થ તો વાંચન લેખનના વિચારમાં પડે છે. અથવા કોક વખત પ્રકૃતિનાં સૌંદર્યના વિચારો કરે છે. પત્ની આવે વખતે

**કર સાહી કહે મીઠું: "વ્યોમ સાગરના તટે**
**સુખ તો વિદ્યુલક્ષ્મીનું જો સખે, આમ ના ઘટે"**

તો 'ના અહીં ઠીક છે' કહી દે છે. થોડી-વારે "પથારી પાથરી?" એમ પૂછે છે. પત્ની પથારી પાથરે છે, ગૃહસ્થ સુઇ જાય છે.

તેમનાં પત્ની સવારે સાડા છ વાગ્યે ઊઠે છે. ઘરમાં ગોળા વગેરે સાફ કરી પાણીથી ભરી લેછે. દિવાનખાનું સાફ કરે છે અને ચ્હા મૂકેછે. કામ કરતાં કરતાં દાતણ કરી લે છે. પતિના ઊઠયા પછી તેને ચ્હા પાઇ ચ્હાનાં ઠામ વગેરે સાફ કરે છે. ચોટલો વાળી, છોકરાને ચ્હા પીવડાવી, તેનું મોઢું ધોઇ અથવા ન્હવરાવી, માથું ઓળી, અને કપડાં પહેરાવે છે. પછી પોતે ન્હાઇ લે છે. અને પછી તરત જ રાંધવાના કામમાં પડે છે. વચ્ચે વચ્ચે 'રઘુપતિરામ રૂદેમાં રહેજોરે' અથવા 'ઉતાનપાદ નર નીપનો ને રાજા પરમ નિધાન' 'જે જે વૈકુંઠરાય' કે એવું હલકે સૂરે ગાતી જાય છે. વચ્ચે વચ્ચે 'એય, પાણીનો નળ બંધ કરો તો. એને ફીઓ તો ન્હાઇ લે' એમ કહેતી જાય છે. અથવા "એય કયાં ગયું.? બહાર ભાગી જાઓ છો કે? મને કામ કરાવોને? ઓલી થાળી લાવો જોઇએ." વગેરે હુકમો કુમળાં હૈયાંથી આપતી જાય છે. છોકરો પૂછવા આવે કે "બાપુ

કરીએ છે; કે વખત થઇ ગયો?" તો "વઘાર દેવો બાકી છે" કે એમ કાંઇક કહે છે અને પછી થોડી વારે "એય, જો બહાર ભાગી ગ્યું કે? એય, અહીં આવો જોઇએ એને જમવા બોલાવો" વગેરે કહે છે પતિ જમીને બહાર ગયા પછી છોકરાને જમાડે છે પોતે જમે છે. જમ્યા પછી અજીઠાં વાસણો ઘસવાની પ્રવૃત્તિ કરે છે. તે કરી, નળ ન આવતો હોય એટલે બાજુનાં ઘરમાં છોકરો ગયો હોય તેને તેડવા જાય છે અને થોડીવાર બ્હેનપણી સાથે "મ્હારી તો દાળ કેમે આજ ચડે જ નહિઃ અમારે આયે ક્યાં ઓછી માથાફોડ કરાવે છે" વગેરે વાતો કરે છે. થોડી વારે ઘરમાં આવી ન્હાના છોકરાંને સુવારે છે. પછી 'અલસલુલિત' નેત્રો થવા માંડે છે, તોપણ પતિએ પોતાને માટે લાવેલ એકાદ ચોપડી ઉઘાડે છે અને થોડીક લીટી વાંચી, નિંદ્રામાં પડે છે. ત્યાં પતિ આરામ માટે આવે કે તરત ઊઠી ચ્હા કરે છે. ચ્હા પાઇ જતા પતિ તરફ સ્નેહાળ હાસ્ય કરી, પોતે ચ્હા પીએ છે. છોકરાને પાય છે અને ચ્હાનાં ઠામ સાફ કરે છે. ત્યાં નળ આવે એટલે પોતાનાં, છોકરાંનાં તથા પતિદેવનાં કપડાં ધોવા બેસે છે. કપડાં સાબુથી ધોઇ સુકવી, પોતે ન્હાઇ કપડાં સરખાં પ્હેરી તૈયાર થાય છે. પછી દાણા દુણી સાફ કરવા બેસે છે. ત્યાં પતિદેવ આવે છે. તેને બજારમાંથી મંગાવવાનું હોય તે કહી રાતની રસોઇની તૈયારી કરે છે. રાતે જમાડી જમી, છોકરાને સુવારે છે પછી ઠામ ઘસે છે. પથારી પાથરે છે અને ચોપડી લઇ વાંચવા બેસે છે પતિને વાર લાગે છે એટલે નિદ્રાવશ થાય છે.

છોકરો લગભગ આઠ વાગ્યે ઉઠે છે. માની પાસે જઇ, દાંત વગેરે સાફ કરી, કોગળા કરી, ચ્હા પીએ છે. પછી આમ તેમ ફરે છે. ત્યાં મા

તેને ન્હવરાવે છે અને માથું ઓળી કપડાં પ્હેરાવી દે છે. પછી છોકરો દિવાનખાનામાં જઇને બાપની ચોપડીઓમાંથી પોતાને ગમે તે એક લઇ લે છે. તો કોઇ વખત પાટી ઉપર લીટા કરે છે. તો કોઇ વખત કોઇ ચીજના કજીઆ કરી બાપને કામમાં ડખલ કરે છે ત્યારે 'જો બચુ, હું લખું છું કે નહિ?' એમ સાંભળી જતો રહે છે. વચમાં વચમાં માને કામ કરાવે છે. બાપા જમી રહે છે પછી, પોતે જમે છે અને મા બીજું કામ કરે છે ત્યાં પાડોશીને ઘેર જઇ, ભાઇબંધ સાથે રમે છે. બપોરે મા સુવારે છે ત્યાં સુવે છે. અને પછી ઉઠી ચ્હા પીએ છે. પછી મા કામ કરે છે ત્યારે આડો અવળો રખડે છે. અને એમને એમ દિવસ પસાર કરે છે.

ઉપર જે ચિત્ર દોર્યું છે તે એટલું તો સચ્ચાઇથી ભરપૂર છે કે દરેક વાંચનાર પોતાના અંતરમાં તેનું સત્ય અનુભવી શકશે: આપણા શિક્ષિત ભાઇઓમાં ઘણી વખત કાળજી ભરી બેફીકર તથા વિશ્વાસ હોય છે કે તેમનો ગૃહસંસાર તો બહુ જ સુખી છે. એટલા માટે જ મેં ઉપર એક શિક્ષિત ગૃહસ્થનું ચિત્ર આપ્યું છે. તેમના જીવનમાં પત્ની સાથે ક્રોધ ભરી બોલચાલ ખાસ જોવામાં આવતી નથી. પુત્ર તરફ કરડાકી ભરી વર્તણુક નથી દેખાતી, ઘરમાં ગંદકી કે અવ્યવસ્થા નજરે પડતાં નથી. પોતાના અભ્યાસ દર્મ્યાન પુત્ર ખલેલ કરે તો પણ 'જો બચુ, હું લખું છું કે નહિ?' એવાં કોમળ વાક્યો તે વાપરે છે. પત્ની તરફ કોમળ અને મધુર ભાવ તેના મનમાં નથી તેમ નથી.

પત્ની કંઇ વાઘરી જેવી નથી, સંસ્કારી છે. પોતાના કામમાં તે સ્વચ્છ છે. પતિના વિરૂદ્ધ તેને કદી લાગણી થતી નથી લાગતી. પુત્રને

કદી ધમકાવતી નથી. કામ કરતાં શીખવાડે છે. તેને સાફ રાખે છે તે
કપડાં લતાં સાફ રાખે છે. ઘર આખું સ્વચ્છ અને વ્યવસ્થિત રાખે છે
રસોઇ સુન્દર કરે છે. પોતે સ્વચ્છ અને સુઘડ રીતે કપડાં લતાં પહેરી
શરીર તરફ સંપૂર્ણ કાળજી રાખે છે. પાડોશી સાથે કંકાસ નથી કરતી
ગામની, નાતની, કે કુટુંબની કુથલી નથી કરતી અને પતિને કદી
અપ્રસન્ન નથી કરતી.

પુત્ર વઢતો નથી. પોતાની મેળે તે રમતનાં અને સમય નિર્ગમનના
સાધનો શોધે છે. ઘરને ચીસોથી ભરી નથી મૂકતો. પાડોશીના છોકરાઓ
સાથે કજીઓ કે કંકાસ કરતો નથી.

મળવા આવનાર પુરૂષ કે સ્ત્રીને ઘર સંસ્કારી જણાય છે. ઉપરનું
વર્ણન, વાંચનાર, તને શું કહે છે.? *

---

* 'નાગરિક' માર્ગશિર્ષ ૧૯૮૪.

# પત્રધારા.

ૐ

(૧) ગોંડલ.

૧૧-૧૦-૨૧

પરમ કૃપાળુ

પૂજ્ય યાજ્ઞિક સાહેબ.

આપના ગત જન્મદિવસની રાત્રીએ જે શાંત અને પ્રભાવશાળી વાતાવરણમાં હું રેસીડેન્સીએ ગયેલ, તે જ ગંભીર નાદે, મ્હારી ઉપર ગયા વર્ષમાં આપની તરફથી થયેલી અસર, તાજી કીધી. તેજ રાત્રીએ નીચેની ઉપકારની ઉભરાઇ જતી લાગણીઓ બહાર આવી. ફક્ત જરા સંકોચને લીધે પ્રત્યક્ષ આપી ન શક્યો, જેથી હવે તમારૂં તમને જ સમર્પું છું:—

અનંત કાળ ઓઘમાં
 સમાઇ ઉર્મી એક આ?
વહ્યા કંઇ દિનો ય શાન્તિ
 ને અનેરી લ્હેરમાં.
ગયેલ વર્ષે, આપને,
 નવીન સ્નેહ પૂરીને
ગયું બનાવી ધન્ય, પૂરી
 લ્હાણુ સૌ અધૂરીને.
પરંતુ આંહી સર્વદાન
 બાહ્ય દૃષ્ટિએ દીસે

વિવર્ત જે ય ઉદ્ભવે
મનોમનો મળ્યે રસે!
અજાણ આપ અન્યમાં
વહેવરાવી ચેતનો,
અતર્ક્ય મુગ્ધ લખો,
ન શું પ્રભાવ પ્રીતનો?
દુઃખી અને તપેલ દીલ
એક આંહી શિષ્યનું
ઝીલી અમીની વૃષ્ટિને,
કૃતજ્ઞ આજ અર્ચતું
વિભુનાં પાદ પંકજે
ઉચ્ચારી શુભ વાંછના
વહો નવીન વર્ષ આ
પ્રવાહે સ્નેહ–શાન્તિના'

વિશેષ લખવાની શી જરૂર છે? હું તો જે મનમાં આવ્યું તે તમને એક સહૃદય અને માનનીય વ્યક્તિ તરીકે જણાવી દઉં છું. આપ સર્વનાં સ્નેહમય સ્મરણો હજી તાજાં જ છે. હાલ એજ

લી. આપનો જ
આજ્ઞાંકિત
બુચ ગજેંદ્ર.

(૨) ગોંડલ.

૨૯-૧૦-૨૧.

કૃપાળુ મુ. રમણભાઇ,

તમારી તરફથી ભાવનગર મુકામથી લખેલ સ્નેહનું સિંચન કરતો પ્રત્યુત્તર મળ્યો. **मृदूनि कुसुमादपि** એ પંક્તિનો હવે મને પ્રત્યક્ષ ખ્યાલ આવ્યો. તૂર્તમાં જ આપણું નવીન વર્ષ આવતું જણાયું; ત્હમારૂં સ્મરણ થતાં જ કૃતજ્ઞ હૃદયનો ઉભરો નીચેની પંક્તિઓમાં બહાર આવ્યો. અ. સૌ. વિનોદબ્હેન માટેની એક લઘુ બંધુની શુભ વાંછનાઓ ત્હેમની સેવામાં અર્પણ કરવામાં પણ મ્હને તો કંઇ ધૃષ્ટતા નથી લાગતી. ત્હમોને તથા બ્હેન શ્રીને લાગે તો ક્ષન્તવ્ય ગણશો.

મધુર શી ઉષા આજ સોહાય—ટેક.

કુંકુમે દિવ્ય આંગણું છાય,
સ્નેહની સુરભિ નભે ઉભરાય;
બની પ્રિય કર સ્પર્શે રસલીન,
મુગ્ધ મુખ લાલી આછી પથરાય.

ધન્ય આ આર્યભૂમિ તુજ દિન,
મંગલો આમ મીઠા સૂચવાય;

સુભગ આહવાં સ્નેહ સૂચનો,
બ્હેની આજ કંઇ ગાય;

આમ જજો તુજ વર્ષ નવીન આ,
સ્નેહમજીનો માંય—
સ્નેહનાં જીવન વ્યર્થ ન જાય,
મધુર શી૦

એવી એ દિવ્યભૂમિવિણ ક્યાંય
કહોને સુભગ ભાનુ અંકાય?
મધુર કૈં જગે જીવન રેડંત,
કીર્તિ ને કાંતિ ઓઘ છલકંત;

રેલતો રસરશ્મિથી દિગંત,
કાંતી એ ઉદ્‌ભવ કાંતી અંત.

ઉચ્ચગામી તમ આમ જગતમાં,
બંધુ થજો આદર્શ;
પ્રાણ પૂરશે પુષ્પ પમરશે;
ભવ્ય ભાનુ કરસ્પર્શ—
સ્નેહનાં સિંચન વ્યર્થ ન જાય,
મધુર શી૦

બીજી શી રીતે ભાવનાઓ વ્યક્ત કરૂં? કદાચ પૂરા એડ્રેસને અભાવે એકાદ દિવસ પત્ર મોડો થાય તો પણ નવીન વર્ષને દિવસે જ મળેલ છે એમ માનશો, બાકી તો હાલ એજ.

લી. આજ્ઞાંકિત
ગજેંદ્રના
સા. દં. પ્રણામ.

(૩) જુનાગઢ.
૨૩–૮–૨૨.
બુધ.

સુ. ભાઇશ્રી રમણભાઇ,

તુરત જ ત્હમને 'કલાપી' કેમ સૂઝ્યો? કંઇ 'Irony of fate' જેવું તો નહિ જ હોય? કલાપીનો હું અનેક રીતે અભ્યાસી છું; અનુભવ્યો છે; ફક્ત ફેર એટલો કે 'જોશી સાહેબ' પાસેથી 'reconciling the two ends' નો કંઇ અંશ લીધો છે. તેથી કલાપી જેટલો 'given up' બ્હારથી, society ને ખાતર, નથી રહ્યો. કદાચ વિધિ અનુકૂળ રહે તો "જન પશુ જગના કલ્યાણ યજ્ઞ પર હોમું અંગ સહુ મ્હારાં" એ જ ધ્યેય કેળવીશ. આથી જ આપને, ત્હમને, કોઇવાર મ્હારામાં કડવાશ, jarrings, જણાયેલ હશે; પરંતુ જ્યારે કાયમ opposite forces ને equilibrium માં રાખવા યત્ન જારી હોય ત્યારે ઘડીભર, tug of war ની માફક એકાદ બાજુ ખેંચાઇ જવું પડે. મ્હને એક વખત ત્હમે 'Classical balance' ની ખામી હોવાની સૂચના કરી હતી, ત્યારે મ્હને એમજ થયું હતું કે 'perfect balance' હોય તે જ જરીક પવનથી પણ ડોલે, જો કે પાછું સ્વસ્થ થવાનું જ. અરે! પણ આ ગોવિંદ પુરાણ શા વાસ્તે?

કાં સહૃદય થયા, અને કાં કલાપી સૂચવ્યો?

બીજું, હા, 'સ્નેહ સમુદ્રમાં ક્ષાર'—તે તો ભલે હોય, પરંતુ મગરમચ્છો, અજગરો–ના, તે તો ન જ સહેવાય. કપોત નિર્દોષ હોય છે

કાં? પરંતુ અજગરની દૃષ્ટિથી જ મોહાઇ, ખેંચાઇ, ભાન ભૂલે છે.—ભોગ બને છે. આવામાં ઉદાર હૃદય બહુ ચાલતું હશે કે? મ્હારાથી ત્હમારો અનુભવ વિશેષ છે.—ન્યાય કરશો. બાકી, પ્રભુ એવા Adams-Eves ને Satans નાં મિલનો ઘડી ઘડી ન કરો! એ જ

લી. સ્નેહાધીન

**ગજેન્દ્રના**

સા. દં. પ્રણામ.

---

(૪)

જુનાગઢ

૨૦–૯–૨૨.

બુધ (સાંઝરે)

"કોણ સમજશે? કોણ સુહવશે?

કોણ નીર ચંચુ ત્યાં ભરશે?"

**સુ. ભાઇ શ્રી રમણભાઇ,**

'Immediate calls of love' પોષો છો એટલી મહેરબાની. પ્રેમમાં પણ દરેક તરફ સમતા જાળવી રહો છો—એ કંઇ થોડી વાત છે? કોઇ પણ બાજુ સ્નેહથી ઘસડાઇ ન જવું, અને બધે 'છુટે હાથે સ્નેહનાં લ્હાણાં' કરવાં, બધાં ચાહે છે તે જોવું, અને સ્નેહની "acknowledgment" કરવી: સ્નેહને તો સર્વ પાત્ર સરખાં અધિકારી છે એમ દૃઢ નિશ્ચયથી વર્તવું: હશે! એ પણ એક પ્રવૃત્તિ જીવનની કળા હશે! મ્હને કેમ ઇશ્વરે આવી પ્રવૃત્તિવાળો નહિ કર્યો હોય? સ્નેહ—એ

કંઈક જુદી જ વૃત્તિ મ્હને તો લાગે છે. અનુભવાય, પણ વર્ણન કેમ કરું? 'Pleasing, open, sincere–બધાં કરતાં પણ genuine affection ઘણાં ડગલાં આગળ જતું હશે એમ મ્હને તો લાગે છે. પણ આ બધું શા સારૂ? "એક–પક્ષી સ્નેહ–melody unheard"–એ વધારે મીઠો" એમ Dryden જ શીખવે છે. આ અનુભવવું એ પણ એક લ્હાણુ છે હો! તમારી 'સ્નેહ' ની દૃષ્ટિમાં આ વખત ન આવે! માનસિક શાંતિનો ભંગ ન થાય છતાં જો આપણા પંથમાં–પ્રીતિ પંથમાં ફેર હોય તો એટલો જ કે એક extensive, બીજો intense. તુલના કરશો.

"આત્માના ઓપ ખોવા" વિષે સૂચવ્યું? 'contaminating world છે ખરૂં ને? જવાબમાં Carlyle જ આપું?..." Poor human creature (nature)! Is not a man's walking a *succession* of *falls*?......ever with repentence, *with bleeding heart* he has to rise again, struggle again *still onwards*." મારા છેલ્લા પત્રમાં આવો જ કંઈ ભાવ હતો. આ મ્હેં અનુભવ્યું છે–હા! અનુભવવું પડ્યું છે. મનુષ્યની પ્રકૃતિ જ છે. પણ તે 'fall' એટલે નહીં કે તુચ્છ, સંસારી દૃષ્ટિનાં, દૈહિક, માનસિક પતનો! એ તો ભ્રષ્ટતા ગણાય. Carlyle એવા falls વિષે સ્વપ્ને પણ લખે નહિ: એ તો spiritual unrest, period of scepticism ના–doubt, eternal conflict of the spirit and the flesh......આ બધાં ને 'falls' કહે છે. મેં અગાઉ કોઈવાર તમને નથી લખ્યું કે "life is full of regrets?" બિચારો Shelley ચોડે દરજ્જે Keats–આમાં જ મુંઝાય ગયા છે ને? It

is the common lot of thinking man–feeling man.

કેવું સારું લખી નાખ્યું? ક્લાસમાં પહેલો નંબર છું એ તમને કેમ ખબર પડે, માટે જ જરા Scholarly થઇ ગયો હતો. બાકી તો તમારા જ શબ્દો "classical balance" ની ખામી "શા વાસ્તે ફેરવાનું? Seriousness તો જીવન જ છે તો પછી બને તો free (light નહિ હો!) શા માટે ન રહું?........"

લી. આપનો જ

ગજેંદ્ર

---

(૫) ગોંડલ

૨૬–૨–૨૩.

**પરમ સ્નેહી ભાઇ શ્રી,**

રમણીકભાઇ વાસ્તે શું લખું? હું હતો, મંકોડી હતા, બધા ય હતા, અને કોઇ નો'તું! "લ્હોનારૂં અંતર ના લ્હોતું." લખ્યે શું? તે દિવસોમાં અમો સાથે જ હતા. એક જરા ચિતાર આપું? "બીજે દિવસે mathematics નો પેપર હતો, છેલ્લી ૩૭મી રૂમમાં હું અને મંકોડી 'ન્યાય' વાંચતા હતા, બહાર લૉબીમાં રમણીકભાઇ mathematics ની theory જોઇ જવા પત્તાં ફેરવતા હતા, બ્હેન સુન્દરી ગયે તો ત્રણ દિવસ થઇ ગયા હોવાથી first outpouring વીતી ગયું હતું. છતાં મ બુક વાંચતાં રમણીકભાઇનો સ્વર સંભળાયોઃ શું ગાતા હશે?

क्वचिद्वीणावाद्यं क्वचिदपि च हाहेति रुदितं ।

... ... ... ...

न जाने संसारः किममृतमयः किं विषमयः ॥

ભર્તૃહરિએ ન જાણ્યું; બિચારા રમુભાઇ ક્યાંથી જાણે? શું હું જાણતો હતો, કે તમને જવાબ આપું? ભાઇ મ્હારાથી રૂમમાં પણ રોઇ જવાયું. ન્હોતી મંકોડીને ખબર કે ન્હોતી રમણીકભાઇ ને ખબર કે હું શા વાસ્તે રૂમમાંથી બહાર ચાલ્યો ગયો હતો!................. રમણીકભાઇ તો શુન્યકાર ચિત્તે પત્તાં ફેરવ્યે જ જતા હતા. બીજે દિવસે બે કલાક બેસીને પરીક્ષામાં mathematics નો paper blank આપ્યો. શી નવાઇ? "કેટલુંક લખું"? ત્યાં ગમે તેમ કરીને બોલાવો ને! એજ.

લી.

બુચ ગજેંદ્રરાય ગુલાબરાય

(would-be B. A.) નાં

સ્નેહ વંદન.

---

(૬) ગોંડલ.

૨૬–૨–૨૩.

અ. સૌ. વિનોદ બ્હેન,

Golden Treasury વાંચતાં એક સવાલ થયો છે "Heaven lies about us in our *infancy*......Shades

of the prison-house begin to close round the *growing* boy........" તે infancy અને growth માં શાનો શાનો સમાવેશ થાય છે? મને તો આ વાકયના જુદા જુદા અર્થ. ઘણા ય પ્રસંગો યે શીખવ્યા છે. જેમ De Quincey કહે છે કે:— "મને કોઇ Spinx આવીને riddle પૂછે કે 'what is the greatest tragedy in universe,' તો હું જવાબ આપું કે 'It is the burden of the Incommunicable' ".

તેમ મ્હને અનુભવ એમ શિખવે છે કે "De Quincey's reply is one-half. *The* other half is 'that God has combined Heart and Brain in one creature–The Human Being." આવી રીતે texts નો study કરવાથી શું પરિણામ આવે? કોણ જાણે. થવું હોય તે થાય, પરંતુ ભણવું તે assimilation ખાતે જ: હો !........વાંચશોમાં: નકામું માથું દુ:ખશે એજ.

લી.

ત્હમારો ભાઇ

ગજેન્દ્ર.

(૭) ગોંડલ

૧૮-૪-૨૩-(રાત્રિ ૧૨)

"કંઇ સમજતાં શીખ્યો ત્યાંથી તવાય જ્વરે તનુ,
અનુભવ મને વ્હાલાંઓના વિયોગ તણો બહુ;
વિધિ! ઘસડતાં વ્હાલાંઓને જરા સ્મરવા દે,
પ્રયણ સુખની યાદિ મીઠી પળેક છજાવ ને.

કંઇ નહિ, ભલે; વ્હાલાં સત્વો અલૌકિક વિશ્વનાં,
રમત રમજો ગાતાં નાચી અજાયબ રાસમાં!
સમજ સરતાં બ્હેરી બુદ્ધિ કરે કકળાટ તો,
સહૃદય થઇ, ભોળાં વ્હાલાં! ન તે ય વસાડજો;

પણ શિખવજો ગાતાં મીઠું ક્વી રસ તૃપ્તીનો,
સમ વિષમ એ ઉંડા ભેદો ભલે સમજાવજો.
કંઇ નહિ કશું! મુંગા મારે ક્વીશ ન આંસુડાં,
વિગત ભુલવા કૈં કૈં મિષે મથું સમ હારૂં કાં?"

(લલિત).

**મુ. રમણભાઇ તથા પ્રિય સૌ. વિનોદબ્હેન,**

ત્યાં તો દિવસોને પાંખ આવતી અને કોણ જાણે કેમ વીતી જતા: અહીં તો પળ પળ ભારે પડે છે. એક તો મુંબઇ, અને ગોંડલ બીજું, તમારૂં સ્નેહાળ વાતાવરણ, અને અહીં વિયોગ. હશે! લખ્યે શું? લલિતનું 'બાહુક' વાંચતાં વાંચતાં મ્હારા જ તરંગો મળી આવ્યા એટલે ત્હેની જ ભાષા મારી સ્થિતિ વધારે સમજાવશે.

ભાવનગરના આ વખતના અનુભવ અને વધારામાં મુંબઇની મજા-આ બધાંમાં મેં કદાપિ ન ધારેલ સ્નેહનો સાક્ષાત્કાર તમોએ કરાવ્યો. તમને મારે માટે લાગણી છે એ તો મને ખાત્રી જ હતી, પરંતુ મારી ઉપર આટલો બધો પ્રેમ-વાત્સલ્ય,: હું ક્યાંથી કલ્પી શકું ? તમોએ મારા જીવનમાં એક એવી તો અસર કરી છે કે જે જીંદગીભર હું નહીં ભૂલું કારણ, મારે પણ હૃદય છે. પ્રત્યેક અનુભવે સ્નેહસાગરમાં ઉતરતો ગયો: અને એ ડુબવવામાં જ મને તો તમે તાર્યો છે. તમારી પ્રીતિને વધારે ને વધારે લાયક થાઉં એ મારી અત્યંત ઉત્કંઠા છે; અને મારૂં જીવન પણ એવું જ થવાનું. ત્હમોં તો સ્નેહ સર્વત્ર વરસાવો છો: મને તે ઝીલવા યોગ્ય પ્રસંગ અને સમજણ પ્રભુએ આપ્યાં તે ત્હેનો ઉપકાર ! બીજું શું લખું ? જો કંઇ અંતરની આશીષો સત્ય હશે તો તમારા જીવનમાં સદાય શીતળી છાંય જ રહેવાની..............

લી. તમોએ

**સ્નેહમુગ્ધ કરેલ ગજેંદ્ર.**

---

(૮) **ગોંડલ.**

૧૧-૬-૨૩.

" True repentence is the determination,
Never to do it again. "

**સ્નેહી ભાઇ ડોલરરાય,**

મારૂં પતું મળ્યું હશે. ત્હમારા પત્રનો શો જવાબ આપું ?

જરા મન શાંત થાય, અને ત્હમારી ઉપરથી તે માનસિક tempest વીતી જાય, પછી જ લખવા ધાર્યું હતું.

ભાઇ મ્હને કહેશો કે માનસિક વિકાર શું છે? સુંદર આત્માઓ-માં પણ તે કેમ ઉદ્ભવે છે? એ દોષ આત્માનો નથીઃ એ તો rebellion of the flesh જ છે. મનુષ્યને શરીર આપ્યું, ત્યારથી વિકાર તો થવાના જ. આત્મા કંઇ ત્હેમને ઉત્પન્ન થતાં ન અટકાવી શકે. આત્માનું બળ એટલું કે જો તે શુદ્ધ હોય તો વિકારનું ભાન આવે, શરીર અને આત્મા વચ્ચે તાણ ખેંચ ચાલે, અને આત્મબળ વિકારને દબાવી દે. હમારા–આપણા–ગુરૂ જોષી સાહેબનું સૂત્ર છે કે "Virtue is always combative' ગીતા પણ તેવું જ શીખવે છે. स्थित–प्रज्ञ ની વ્યાખ્યામાં શું ચોખું નથી લખ્યું કે."

"समुद्र मापः प्रविशन्ति यद्वत्।"

तद्वत्कामाः यं प्रविशन्ति सर्वे ॥?

આ સમજાવતાં જોશી સાહેબે શીખવ્યું છે કે મહાત્માઓમાં તો વિશેષ કરીને કામવાસનાઓ બહુ જ ઉદ્ભવે છેઃ સાધારણ માણસો કરતાં તો ક્યાંય વધારે. પણ બધી વાસનાઓ ઉપર તેઓ mastery મેળવે છે. સમુદ્રમાં અસંખ્ય નદીઓ સમાય તેમ કેટલાય વિકારો તેઓ દાબીને રહેલા છે. એ Struggle કંઇ ઓછો છે? Socrates જેવા મહાત્માને પણ એક ત્રાસદાયક વાસના કાયમ હતી–અને તે અનહદ દારૂ પીવાની. તે દોષ તેના દેહનો, અને જય તેના આત્માનો. Carlyle આ વખત ભણ્યા ને?-નથી વાંચ્યું કે 'What is man's life,

but a succession of falls'? ખરૂં છે. 'Falls are inevitable' પણ to be up from that fall, however bruised and bleeding, and to go- "Onwards"—એ જ મહાત્મ્ય—એ જ મનુષ્યત્વ.

તો પછી પોતાની જાતપર તિરસ્કાર શાને? ઉલટું એમ કેમ નથી થતું કે આટલે થી જ પત્યું? તમારી તો easy victory જણાય હો! "No man is matriculated in the art of life, unless he is well tempted." એ પણ જોશી સાહેબ જ કહે છે. છતાં ય ત્હમારા આખા પત્રનો જવાબ અને ત્હમને અંતરની શાંતિ—આપણા ગુરૂનાં બે મહા વાક્યો જ અર્પશે.

"We go from vice to virtue."
"Even Saints have their pasts,
Sinners, their future."

વધુ નહિ લખું. ત્હમારી પાસે કદિ બહુ વિદ્વતાનો ડોળ નથી કર્યો. મ્હને લાગ્યું તે લખું છું. કદાચ મ્હારો પણ ત્હમને વધારે પરિચય થશે. મ્હને "બોધ" દેતાં આવડતું ય નથી, અને કંટાળો આવે છે. પ્રાયશ્ચિત સ્વીકારવા મ્હને શું હક? આપણે ક્યાં કોઇ, "રામ" થઇ આવ્યા? આપણે તો ભાઇઓ—અને તે પણ મનુષ્યોઃ ઠીક, સરલા સારી છે. એજ.

લી.

ગજેંદ્ર.

(૯) જુનાગઢ
૧૯૨૩.

## अथ व्यासपुराणं प्रारभ्यते

તા. ૧૯ ઑગસ્ટની બપોરની ટ્રેઇનમાં અમારાં અતિથિ આવવાના હોઇ, ચિ પરમસુખ, મંકોડી, રમણીકભાઇ, તથા હું, જુનાગઢ સ્ટેશન ઉપર હાજર હતા. મ્હારે તો તે જ ટ્રેઇનમાં મ્હારા પુ. સૌ. માતુશ્રી, પિતાશ્રી વગેરે ગોંડલથી આવવાના હોઇ, ઘણું કામ હતું; ભાઇ વ્યાસનાં reception ની જવાબદારી પરમસુખ વગેરે ઉપર મૂક્યા વગર છુટકો ન હતો. ઉતરતાં વેંત જ ત્હેમની પાસે બે option ધરવામાં આવ્યા, કે ફાવે તો Hostels માં ઉતરે અને ફાવે તો બધાં ભાવનગરના મ્હેમાનો સાથે ઉતરે. ત્હેમનાં મગજમાં આ બીજી વાત વધારે ઉતરી, અને નક્કી કર્યું કે "ઉતરીશ તો અમારી કુંપની સાથે." અસ્તુ! પણ જરા અસૂરૂં અસૂરૂં! કારણ કે જ્યાં આ વાતો તેઓ platform ઉપર કરતા હતા, ત્યાં તો ભાવનગરવાળાઓ શાંતિથી સ્ટેટની ગાડીઓમાં બેસી ઉતારે ઉપડી ગયા! હશે. તેઓની એક વખતની criminal negligence, બિચારાઓ આશા ભર્યા રમવા આવતા હતા તેથી ભાઇ વ્યાસે માફ કરી; અને પરમસુખ વગેરે સાથે ટપ્પામાં Hostels ભણી સીધાવ્યા. ત્યાં દુધ વગેરે નાસ્તો કરી ત્હેમને સહીસલામત, સ્વેચ્છાએ, ઉતારે પહોંચાડવામાં આવ્યા. અત્યાર સુધી તો ત્હેમનાં દર્શનનો પણ લાભ મ્હને નો'તો થયો; કારણ કે હું તો સ્ટેશન ઉપર, ઘરનો સામાન ફેરવાવવા ગાડાંઓની, તથા ટપ્પાઓની ધમાલમાં હતો. છતાં પણ પરમસુખની વાત ઉપરથી જરા 'curious individuality' હશે તેમ તો અટકળ

કરી. કારણ કે Residencyમાં પણ અંગ્રેજી વગર ધા નહિ: અને વળી અદ્‌ભુત ઉદ્‌ગારો જેવા કે:—

"I do not make any friends" "I have come for Natural Scenery only" etc. etc. થયું! બીજે દિવસે મેચ હોય, morning time હતો: કૉલેજમાં ત્યાંની Team સાથે વ્યાસ આવેલા: મ્હેં તુરત જ ઓળખી કાઢયા: હસ્ત ધુનનની સાથ જ મ્હારી ઉપર Englishની Volley વછુટી! પરમસુખ વગેરે તો આવા attackથી બી જાય, કારણ કે તેઓ Tennisમાં હુશિયાર ન હોવાથી Volley receive ક્યાંથી કરે? પણ ભાઇ વ્યાસને થોડી જ ખબર કે મ્હેં આ ટર્મમાં Tennis ખાસ develop કર્યું છે, અને Englishમાં ખાસ fail થાઉં તેમ નથી.......... ચાલ્યો અમારો પૂર્વાલાપ દશેક મિનિટ: અને તેઓ ગયા.

સ્હવારના સાડા અગ્યારે મેચ શરૂ થવાનો હોઇ, હું સવા અગ્યારે ત્યાં હાજર હતો. મ્હારે ખાસ Visitor's Tentના બંદોબસ્ત વાસ્તે રહેવાનું, Saldhana સાહેબે ઠરાવ્યું છે. વ્યાસને Tentમાં લઇ આવ્યો; ત્યારે Visitors ની હાજરી બહુ જ થોડી હતી. રજા ખઆ જોશી સાહેબ ભટભાઇ, એક બે પરચુરણીયા, અને અત્રે મેં વ્યાસને જોશી સાહેબની Introduction કરાવી, ત્હેમની પછવાડે chair ગોઠવી, મ્હેં પણ ત્યાંજ બેસવા ધાર્યું પરંતુ થોડી વારમાં તો માલુમ પડયું કે વ્યાસભાઇ અને જોશી સાહેબ સાથે વાત કરશું તો cricketની ગમ્મત જરૂર જશે, કારણ કે જોશી સાહેબ તો જાણે cricketમાં કંઇ જ નથી સમજતા; ત્યાં વળી વ્યાસ પણ નીવડ્યા "ખઆસ" પહેલો બૉલ

પડ્યો એટલે ત્હેમણે, પોતાની સાથે લાવેલી, મેરી કોરેલીની, મ્હારી માનીતી નવલકથા "Sorrows of Satan" ઉઘાડી. હું તો ચમક્યો. મ્હારે તો જોઇએ દડે દડાનું discussion અને keen watching of the game. આમ વેદિયા થયે ક્યાં વખત જાય? ખુરશીમાંનો જાણે માંકડ કરડે તેમ ચટપટી થવા લાગી. થોડી વારે, વાત કરવા ખાતર, અને બુક બંધ કરાવવા ખાતર, મ્હેં પુછ્યું, " ત્હમારી સાથે રાજપરા આવ્યા છે તે cricket માં કેવાક છે?" વ્યાસ—"સારા છે." હું—

"Bowler કે Batsman"? વ્યાસ—"તે તો કોણ જાણે" વળી તેઓ નવા હોઇ, પુરા પોતાના Players નાં નામ કે Class પણ નો'તા જાણતા. થોડી વાર થઇ એટલે વ્યાસજીએ પુરાણમાંથી ઉંચું જોયું; સહજ ઉત્કંઠાથી field-servey કર્યા બાદ મ્હને પૂછ્યું. " સામેથી Bowler કેટલા દડા કે છે? અને આ બાજુથી કેટલા?" ત્હમારા મ્હેમાન હોવાથી મ્હેં પણ હસ્યા વગર જવાબ આપ્યો "બન્ને બાજુથી છ, છ." વળી બુકમાં માથું ઘૂસ્યું. ત્યાં થોડો સમય થયા બાદ Audience માંથી 'Boundary' !! ના પોકાર સંભળાયા. વ્યાસ તો જાણે જાપાનના ધરતીકંપની આગાહી થઇ હોય તેમ ઝબકીને મ્હને પૂછવા મંડયાઃ "Boundary ના કેટલા runs, બે કે ત્રણ"? મ્હેં હરિશ્ચંદ્રના ધૈર્યથી જવાબ વાળ્યો "ચાર". આમ એક કલાક ગઇ ત્યાં પ્રભુએ મ્હારી સામું જોયું. Mrs. Saldhana & miss Rozario આવતાં જણાયાં. મ્હારે બધાં guests ને receive કરવા સામું જવાનું હોવાથી ખુરશી-ચેથી ઉઠી તેઓને good-morning કરી. સારે સ્થાનકે પધરાવ્યાં. Mrs. Saldhana cricket નાં પૂરાં "રસુ" છે, એટલે બધી

વિગતે પૂછવા મંડયાં. મ્હારે પણ ત્હેમની backમાં chair લઇ cricket editor નો પાઠ ભજવવાનો આવ્યો. થોડી વારે Marks સાહેબનાં પુત્રીઓ, Reuben નાં પુત્રી (અમારાં students, આખી Uni. માં ladies માં first આ વખતે matric માં આવેલાં) બધાં ઓળખાણુંવાળાં એક પછી એક ભરાતાં ગયાં: ત્હેમને receive કરી બેસાડતો ગયો, અને હાવા fair Judges માં cricket fairly જોવાયું. આ બધાનું cricket નું જ્ઞાન એક સારા player જેટલું હોવાથી, "આ બોલ આમ પડયો" "આ stroke આમ વાગ્યો" "આ player આમ out થયો" વગેરે ખરેખરી, critical interest સહ game જોવાઇ. વ્યાસને પણ જોશીસાહેબ ભળાવ્યા હતા. આ પ્રમાણે વ્યાસનું પડખું—એક તો duty પ્રસંગે, બીજું Ladies ને ખાસ માન આપવાનું Tent—Etiquette માં હોવાથી, અને ત્રીજું મ્હારૂં પોતાનું cricket-interest અનહદ હોવાથી–છોડવું પડયું છતાં બપોરે refreshmentsમ ત્હેમને મ્હારી સાથે રાખતો, બીજે દિવસે પણ તેમ જ આટલા "प्रत्यक्ष" પ્રમાણુ ઉપરથી અનુમાન વધારે વિશાળ ત્હમે જ કરશો. હવે છેલ્લું "आगम प्रमाण" ટુંકમાં પતાવી આ व्याससार સંપૂર્ણ કરીશ.

ઠીક, व्यास સંબંધી आगम authority અમારો captain અને મ્હારો દોસ્તાર Lennie Rozario તે ત્યાંની Team સાથે બહુ ફરતો, અને વ્યાસની विद्वत्ता "વેદપારંગતતા" સંબંધી ઘણું જાણવાનું મળ્યું. દાખલા તરીકે–વ્યાસની pocket diaryમાં ત્હેમની અદ્ભુત નોંધશક્તિ:—ગામ બહાર farm ના કુવાઓની લંબાઇ, પહોળાઇ,

ખાતર કેમ બને છે તે: ગીરનાર ઉપરનાં પગથીયાંની સંખ્યાની અથાગ જાત મહેનત ગણત્રી: વળી ચ્હડતા ચ્હડતા કોઇ કહે, "Mr. Vyas, you forget 100 steps." એટલે ચટ્ટ લઇને બીજાં સો ઉમેરી દેવા: ઉપર નાસ્તા કરવા બેસે એટલે ત્હેમની થાળીમાં આવતો, આજુ બાજુથી, ચેવડો પેંડાની, કટકીઓ, વગેરે નો વરસાદ, છેવટમાં દેવળરામા-ણીનું સ્મિત હાસ્ય અને Remark: "Don't harass him he is a noble creature!!!" આટલું તો ગીરનાર ઉપર. વેરાવળ રસ્તે જુદું. છેલ્લું ફારસ જુનાગઢના ઉતારામાં અર્ધ રાત્રીએ વ્યાસનું ખાટલા સાથે, પેટ ઉપર એક ગાદલાં સહીત, દૃઢ બંધનઃ આંખે પાટા, ગેબી, અંધકારમાંથી ઉપાનની વૃષ્ટિ—વગેરે તોફાની cricketors નો ઉન્માદઃ અને વ્યાસ મુનિનું અરણ્ય રૂદન! આનું શું શું લખું? મહામુનિની લીલાનું વર્ણન કરતાં પાર આવે તેમ નથી. છેવટે લેખિની થાકી જાય તેમ છે (આટલા ઉપરથી બધું સમજજો અને પછી મ્હારામાં અને ત્હેમનામાં Similarity ગોતવા મંડજો).

હજુ લખું તો ઘણું છે, પણ સમય, કાગળ, અને શાહી નથી, વળી ત્હેમની મુસાફરીનું વર્ણન તો તેઓ જ કોઇ માસીકમાં બહાર પાડ-વાનું કહેતા હતા: મ્હને પૂછ્યું "સમાલોચકનું નામ તો સાંભળ્યું હશે"? મ્હારે કડવું મોઢું કરી કહેવું પડ્યું "હા" ભલા.........public ને ત્હેમનાં સમર્થ લેખથી જુનાગઢના ગહન સૃષ્ટિ સૌંદર્યનો ખ્યાલ ફરીથી આવશેઃ એક વાર આવ્યો હતો. ભાઇ રીડાણીના લેખ નામે "ગગન ચુંબી ગીરનારના શીખરોની સાનિધ્યમાં." ઉપરથી અસ્તુ इति श्री मद्व्यास पुराणं समाप्यते। લેખક એક—**અનુભવી.**

જુનાગઢ
૧૯૨૩ બેસતું વર્ષ

એકાંત સૂક્ષ્મ સ્થળમાં ઝરણું ફૂટેલું,
આછાં મીઠાં નીર ભર્યું વહતું વિલાસે,
કાંઇ: ધીમો ખળખળાટ મચાવતું એ,
સૌંદર્ય અર્પી વનભૂમિ સહુ સુહાવે. ૧

વીતી ખીણો અટપટા વળી માર્ગ કૈં એ,
આવ્યું વિશાળ પટમાં વધતા પ્રવાહે;
ઉંડું ગંભીર જળ ત્યાં સમતાથી રેલી,
કીધાં રસાળ સ્થળ સૌ જનતા હિતાર્થે. ૨

આ ન્હોય એ પ્રથમનું ઝરણું ઝીણેરું,
આતો સુહાગી સરિતા મલપંતી વેગે;
ઉત્ક્રાંતિ કાળતણી અંગુલિયે અહીંથી,
સંકોચને દૂર કરી સુવિકાસ પ્રેર્યો. ૩

કો જાણતું વહનમાં હજી યે શું થાશે?
દુષ્કાળ કે વિષમતા પથમાં શું હોશે?
હો ને ઉપદ્રવ બધા, જલદી વટાવી,
અન્તે અનંત ઉદધિ મહીં એ સમાશે. ૪

આવું જ છે વહન જીવન-સ્નેહ કેરું,
ના સ્નેહના સરળ રાહ કદાપિ દીઠા;
ઉન્માદ, ભ્રાંતિ તરીને કંઇ જ્ઞાની-સ્નેહી,
લે આત્મયોગ તણી શાંતિ અનંત મીઠી. ૫

પ્રિય રમણભાઈ,

'સ્થળ કાળનાં સંકેલનો' વટાવીને પણ મ્હારો આત્મા અભિનંદનાર્થે આવે છે. હવે સ્નેહની પ્રાથમિક ઉન્માદભૂમિકા વટાવીને આપણે સ્નેહસમાધિમાં શાંતિ ઝીલી શકીએ છીએ; શારીરિક વિયોગે પણ આત્મયોગ સાધી શકીએ છીએ; તો ભાઈ આથી વિશેષ પ્રભુ શું આપી દેવાનો હતો? મ્હને તો આ અવસ્થા જ મંઝુર છે; રહેવા દેશો ને?

કાવ્ય નીરસ ભલે હોય: ભાવના જ ભુખ્યા થજો હો! 'અંતરના ઉમળકા ઉભરાય' ત્યારે કંઈ માર્ગ તો આપું ને? સહૃદયને સમર્પવું એથી મ્હોટી લ્હાણ કઈ?

પત્ર મળ્યો. સહુની સગવડે અવાશે તો આવીશ જ, 'શાં કરું સન્માન?' પૂછો તો 'નયનોમાં નેહ'ની જ અપેક્ષા છે, અને મ્હને તો તે જરૂર મળશે. ત્હમારાં સગાંઓમાં ગજેંદ્રભાઈનું નામ પરિચિત થયું? ઘરમાં મ્હારાં વખાણ જ કરવાં હો!

સાહિત્ય-સેવન વાસ્તે તો તમને કેટલો બધો ધન્યવાદ! મ્હારે પણ ભવિષ્યમાં અનુકરણીય આદર્શ થવા જ સરજાયા છો કે શું?.....

એજ લે.
ત્હમારો
ગજેંદ્ર.

---

(૧૧) જુનાગઢ

૧-૧૧-૨૩.

પ્રિય સૌ. વ્હાની બ્હેન,

હું હોઉં ત્યાં સદાય mixed complex અનુભવ જ થવાનો હું જાણું છું કે શી અસર હું કરૂં છું—પછી થવા દઉં છું, પણ કાંઇક trifles બાજુ ઉપર રાખો તો—ભાગ્યે જ મ્હેં કોઇ પણ શબ્દ કે પગલું motiveless લીધેલ હશે. કેટલાક motives fathoming હોય, કેટલાક trifling હોય, કોઇ tempting પણ હોય. "judge not by the action but by the motive behind" એ અમારા ગુરૂનું પહેલું સૂત્ર હું કેળવાય તેટલું કેળવું છું. બીજા તેમાં મ્હને જુદી રીતે interpret કરે તો કરવા દઉં છું, કાં તેઓ વિચાર ના કરે? આથી જ મ્હારે કોઇ વાર સ્નેહીઓ માટે નિષ્ફળ થવું પડે છે. મિત્રો, લાગણીવાળાઓ મળે છે. પણ આત્માનો સાથ ક્યાં એમ માર્ગમાં પડ્યો છે?

જુઓ, આજ line ઉપર મ્હારે કેટલાક friends મૂકી દેવા પડ્યા છે. તેઓની દૃષ્ટિએ તેઓ મ્હારામાં ચાર stages અનુભવે છે. પહેલી Buoyancy (2) Emotionalism (3) Satirical Scepticism (4) Indifference. હું અંતરના આરામ વાસ્તે સ્નેહીઓ શોધું. સુપાત્ર મળી આવે છે, ત્યારે સાથે લેવા યત્ન કરૂં છું. તેઓ અધવચથી છૂટી જાય છે—ત્યાં મ્હારે શું ઇલાજ? પહેલાં મ્હારામાં તેઓ Lightness of Spirit થી ખેંચાઇને આવે છે. પછી જેને તેઓ Emotionalism ગણે છે, તેથી તેઓ થોડો વખત તો બહુ ગાઢ સંબંધ દર્શાવે છે. ધીરે

ધીરે જ્યારે દીલ ખોલવા જાઉં છું ત્યારે પહેલાં મ્હારો સ્વભાવ તેમને Queer—પહેલી બે stages થી જુદો—લાગે છે. અને પછી મ્હારા વિચારોમાં એક જાતની Satirical fault-finding attitude અને સ્વભાવમાં કંઇક Indifference તેઓની દૃષ્ટિએ દેખાતાં તેઓનાં મન મ્હારામાંથી છૂટી જાય છે. હું તેઓને પછી વાળવા યત્ન પણ નથી જ કરતો. જો પહેલાં કાયમ ચેતવણીઓ, સૂચનાઓ, આપ્યા જ કર્યાં છતાં, ત્હેમનાં હૃદય-મન મ્હારી સાથે ન આવે-ન આવી શકે, તો પછી મ્હારે સ્નેહી બીજે જ શોધવાના. તેઓને પણ મળી રહે છે. Like to Like.

પણ મ્હારે ત્હમોને આમ નથી ગુમાવવા "misunderstanding" થી તો નહિં જ. સ્વેચ્છાએ જાણી જોઇને પછી છુટો કે છોડો તો લાચાર. તેથી જ મ્હારાં વર્તનનો, સ્વભાવનો કંઇક ખુલાસો કરૂં છું, અને ફરી કહું છું કે "judge by the motives." બીજાને મ્હારામાં ઘણી ય traits દેખાશે, કદાચ જે શોધવી હશે તે મળશે. પણ હું નથી buoyant, કે નથી Emotional તેમ નથી Saticrical કે નથી Indifferent. Buoyancy એ પ્રથમ Introduction વાસ્તે જ, છતાં ય Insincere નહિ જ હો ? કારણ કે એ તો મ્હારો મનુષ્યનો જન્મસિદ્ધ હક્ક છે, ખૂવે તેના ભોગ. ફક્ત પછી તેને હું બીજાઓથી દબાવી મ્હારા જ આનંદ વાસ્તે સાચવું છું, જ્યારે તે નથી માલુમ પડતી ત્યારે તેઓ ચમકે છે, અને ધારે છે કે મ્હારો mood ફરી ગયો હશે? બીજું-સ્નેહની શરૂઆત સદાય Emotional હોય જ. જીવનના વિકટ પથે એકલું વિચરતાં કોઇ સાથી મળવાની આશાથી કોને

ઉમળકાઓ ન આવે? છતાં ય એ Human nature માં "Assertion" નું element તો ખરૂં જ અને હેની જ "Denial" તેથી પણ વ્હડે. બને તેટલું "Deny yourself" એ મહાન સૂત્રથી કેળવવું એ પણ મ્હને આપણા ગુરુએજ શીખવ્યું છે. કારણ કે "Denial is greater than Assertion." વળી જ્યાં સ્નેહ-સમાધિનું ધ્યેય હોય ત્યાં તો શાંતિ ઘટે કે ઉન્માદ? જો હેને કોઇ Indifference ગણે તો ય ગણવા દો. જ્યાં જેવી કદર. હવે, છેલ્લો આક્ષેપ—fault-finding. મ્હારે પહેલું એક distinction કરવાનું છે. કે "fault-finding" અને "fault-knowing" એ બન્ને બહુ જ જુદાં છે. મ્હારૂં બચપણનું-Schoolનું વાતાવરણ એવું હતું કે હેમાં મ્હારા ઉચ્ચ ગૃહસંસ્કારોએ જ મ્હને અણી શુદ્ધ રાખ્યો. લપટ્યો નહિ, પણ ધિક્કારતાં તો ત્યારથી જ શીખ્યો. કૉલેજમાં પણ ગુરુજીએ સૂત્ર કહ્યું "Have a shrewd eye for the dark in the universe" અને મ્હારે હેને માટે યત્ન કરવા પડે તેમ ન હતું. ટેવાયેલ Penetrative eye હોય; અને તીવ્ર મગજ હોય તો જગતમાં Dark હરઘડી દેખાશે. કેટલુંક conscious dark કે જેનો બચાવ જ નથી. અને કેટલુંક Inborn, Unconscious dark કે જેનો ઇલાજ પણ નથી. આવું જોયા પછી જ ખાત્રી થાય કે Human nature is Infinite in its variations. Dark જોતો પણ નડે નહિ ત્યાં સુધી વચ્ચે ન આવતો, છતાં ય બને તો કાબુમાં ય રાખતો, કે જરૂર પડયે અટકાવાય. વળી જાણીને ય કહેતો તો નહિ જ-જો અંતરનું સ્નેહી, કે જેને કહેવું જરુરનું હોય તે ન મળે તો. મ્હારા સ્વભાવને faults જાણવા એ તો Inevitable છે. પણ તે જાણ્યા

એટલે કંઇ ગુણો બધા ભૂલી જ ના જવાય હો! તે તો by contrast, અને વળી by prominence ઝટ જ તરી આવે. જે એક સાધારણ માણસ પણ કદર કરી શકે છે ત્હેને હું અન્યાય કેમ જ કરૂં?

હવે ત્હમે જોશો કે misinterpretations હરઘડી થઇ જાય કે નહિ? મ્હારાં સ્નેહીને ઉંડા વિચાર વગર કંઇ મત બાંધવા હક છે ખરો? મ્હારામાં Simplicity of nature નથી. ક્યાંથી હોય? જ્યાં વિશ્વ જ highly complex છે ત્યાં એક receptive individuality માં ત્હેની છાપ પણ કેવી પડે? આથી જ ફરી ફરી વિનવું છું કે મ્હારામાં જે જે ન સમજાય, જેથી જેથી દુઃખવાઓ, ત્હેનો ખુલાસો થયા પછી જ verdicts પસાર કરજો.

છેલ્લે કહી દઉં છું કે મ્હારી company માં તો સદાય mixed joy જ મળશે. અને વિશ્વ પણ શું છે? Tragedy કે comedy? જ્યારે જ્યારે મ્હારામાં satire, inconsistency, sentimentalism વગેરે વગેરે અસંખ્ય Shades જેવું પ્રથમ દૃષ્ટિએ લાગે, ત્યારે આ પત્રની line ઉપર વિચાર કરજો અને યાદ કરજો કે "I too am a part & parcel of that Humanity which has ever been and shall ever be"......મ્હારી ફરી ફરી પ્રાર્થના છે કે 'Remember me at my best'

લી.

સદાયનો તમારો ભાઇ.

(૧૨) જુનાગઢ
૨-૧૨-૨૩, રવિ.

પ્રિય સૌ. વિનોદબ્હેન,

........'Les Miserables' વાંચો છો? સાથે સરસ્વતી ચંદ્ર ચોથો ભાગ? એક 'Deep observer of human society' ની મહાન કૃતિ છેઃ તો બીજો 'Divine Love, studying Humanity' નો નમુનો છે. આવા ગ્રંથો જીવનભર વાંચવાના છે અને અનુભવવાના છે. Hugo પણ સાધારણ નવલકથાકાર નથી, હો! ત્હેનું Waterloo ત્હેની Convent Philosophy—તેનું A. B. C. મંડળ (હજુ તો પહેલા જ ભાગમાંથી દાખલા આપું છું)—તેનો Bishop—Jeen valjin નો Mayorship છોડતાંનો મંથનો-માદ કેટલુંક ગણાવું? એ પુસ્તક મને ઘણું જ પ્રિય છે. ઉપલાં બે પુસ્તકોમાં Shakespeareના ત્રણ-ચાર Masterpieces મૂકોઃ કે 'ઉત્તરરામ' ઉમેરો તો પછી બાકી શું રહે? વાંચનના વિકાસ પણ અદ્દ્ભુત જ છે હો? પણ વિદ્વત્તા ક્યાં ડોળવા માંડ્યો?...........

લે.
ગજેંદ્રના સ્નેહવંદન

---

(૧૬) જુનાગઢ
૩૧-૧૨-૨૮.

"અવધિ, અંકુશ, સ્નેહ સહે નહિ—"

પુ. સુ. ભાઇશ્રી રમણભાઇ,

'ગેધેરિંગ' વગેરે જુદાં જુદાં કામમાં પડી જવાથી ત્હમો જવાબ ન લખી શક્યા, પરંતુ મ્હારે ત્હેનો કંઇ જુદો તો અર્થ ન જ કરવો ને? હશેઃ "મુરબ્બી કુમુરબ્બી થાય, પણ કંઇ છોરૂ કછોરૂ થાય?" હવે આ વખત 'બહુ કામ' નો બ્હાનો ખુટી જવાથી આંગળી દુઃખવાનો બ્હાનો બતાવશો કે!

ત્હમને છેલ્લા પત્રમાં લખ્યા મુજબ I. C. S. માટે રૂએન સાહેબના દિકરા—જેઓ એક થોડાં જ વર્ષોના I. C. S. છે—મારફત મુંબાઇ Revenue Departmentમાં તપાસ કરાવી. તેમ જ Secretariat માં જ અમારા એક દૂરના સંબંધી Buch છે ત્હેની પાસેથી પણ ખબર મેળવીઃ અને બન્ને તરફથી એમ ચોકખું આવી ગયું કે મ્હારા અત્યારના શરીરે હું કોઇ રીતે Medical Testમાં પસાર નહિ જ થાઉં. આ વાંધા સામે શો ઇલાજ? કદાચ એક વર્ષમાં શરીર અનહદ સુધારી નાખું, પરંતુ આંખ કોઇ દિવસ ન જ સુધરે. થયું—તે હવાઇ કિલ્લાઓ માંડી જ વાળવા પડ્યા. ચશ્મા અમુક નંબર સુધી allow કરે છે, એટલે રૂએનસાહેબનો પણ શું વાંક? મતલબ, આટલી ગડમથલ કર્યા પછી પણ તે Line નહિ જ માંડી હોય! આ ભાંજગડમાં છેવટ

મ્હારે દરેક રીતે કંઇક ખમવું તો પડયું × × હશે.....હવે, ત્યારે એમ. એ. નું શરૂ ?.

......આશા તેમ જ ખાત્રી રાખું છું કે ત્હમારી મારફત જ M. A. પણ થવાનો છું મ્હારી careerમાં પ્રભુએ ત્હમોને સકારણ જ involve કર્યા લાગે છે: "भाव स्थिराणि जननान्तर सौहृदानि" માં કાલિદાસ સાથે હું ય બહુ જ માનું છું. હવેના પત્રમાં ખાસ Solid matterની જ આશા રાખું છું—અને self-interest પણ ધરાર સાધવા માગું છું. કહો, કામ આવશો કે ?........

ત્હમારા 'કાન્ત' ના લેખનો બીજો ભાગ જરૂર વધે, હો !

લે.

ત્હમારો ન્હાનો ભાઇ.

---

(૧૪) જુનાગઢ

૧૯–૧–૨૪, શનિ.

પુ. ભાઇશ્રી રમણભાઇ,

અસહકારની બીક લાગવાથી છેવટ પત્ર લખ્યો ખરો ! ઘણે વખતે પણ મ્હારે આવો જ–પહેલાંનાં જેવો–શાંત, સુંદર પત્ર જોઇતો હતો: અને તે મળ્યો. I. C. S. અને 'Unrealised Ideals' થી દર્દ થાય તે સ્વાભાવિક છે, અને ખરેખર મ્હારે મ્હારી Plansમાં ઘણું ઉથલપાથલ કરવું પડશે છતાં ય આ બાહ્ય–અંતર મિશ્રિત check થી જેટલું દુઃખ થયું છે, તેનાથી ય કદાચ વધારે આંતર–વેદનાઓમાંથી

પસાર થવાનું મ્હારી ઉપર આજ સુધીમાં કેટલાક પ્રસંગોમાંથી આવી પડ્યું હશેઃ તો પછી આ વર્તમાન દુઃખનો દિલાસો મ્હારા ગત અનુભવોથી મેળવી શકું છું. બીજું શું કહું?

લે.

ગજેંદ્રના સ્નેહવંદન.

---

(૧૫) જુનાગઢ

૨–૯–૨૪.

"પ્રભાતે જુદાં જો, અમર અમને રાત જ રહો".

પૂ. રમણભાઇ અને પ્રિય બ્હેન,

........મેચનું પરિણામ તો અમે જાણીએ જ છીએ. છતાં ય chance! ત્હેનાં "પૂર સામે કોણ ઝૂઝશે?".....અરે, બોટાદકરની 'રાસ તરંગિણી' વાંચી? કાઠિયાવાડનું ઘર જોવું છે? ત્હેનાં 'માતૃગુંજન' 'ભાઇ બીજ' કોને નહિ રડાવે? કોને નહિ ગાંડા કરે? હા–ફક્ત એક જ રાસ કવિનો ત્હેની સાથે મૂકાય—"સ્નેહધામ સૂનાં સૂનાં."...... પણ અરે, આમ critic ક્યાં બનવા માંડ્યો? મ્હારે તો હજુ વાર છે. પહેલું M. A. પછી બીજું બધું. છતાં ય એમ થઇ ગયું કે આવી બુક બહાર પડ્યા છતાં ગુજરાતી દુનિયા કાં ઝીલી શકતી નથી? પણ હા— કવિ હૃદયો અને કાઠિયાવાડ એ બન્નેનું સાથે મિશ્રણ સામટું ક્યાંથી ઝાઝે સ્થળે હોય? છતાં ય લેખક તો ત્હેની રગેરગ વહેતી ભાષામાં જ લખે ને?.....ભૂલ્યો, હવે એ ચર્ચા નથી લખવી.

લે.

તમારો અધુરો હું.

(૧૬) સુરત, ૧૧-૭-૨૬.
( आषाढस्य प्रथम दिवसः )

" चिरपरिचितास्ते ते भावाः—"

પૂ. રમણભાઇ અને સૌ. ન્હાની બ્હેન,

........વળી ગઇ કાલે જ સાંજે પાઠકજીને ત્યાં હું—વિષ્ણુભાઇ વગેરે જામેલા, અને વાતમાં વાત ચડતાં, અને 'નાગરોના ઇજારા' ઉપર વિષ્ણુભાઇ ઉકળી જતાં, મને રમુજ એક વાતમાં પડી કે જેમ નડીયાદમાં લગભગ એક જ કુટુંબજાળ, એટલે કે—" છગનભાઇ કાંતિલાલભાઇ, ચન્દ્રશંકરભાઇ, રમણભાઇ-વિનોદ બ્હેન—" -તેમજ- respectively, અહીં " K. P. Trivedi, અતિસુખશંકર, દવેસાહેબ સોમેશભાઇ-જયમન બ્હેન "...... અને એટલે સુધી Coincidence કે દવે સાહેબની daughter ચન્દ્રિકા અને ત્યાંથી પ્રમોદ, બન્ને મેટ્રિકમાં પાસ થાય-બન્નેના ( વિવાહિત ) વર બી. એ. માં તે જ સમયે નપાસ થાય......( કેમ હસવું આવ્યું કે ? ) મને તો ગમ્મત ઉપરાંત મુદ્દો એટલો જ ( to come to the point, from De Quincey-like 'digression' ) આ દ્વારા તમે બન્ને એકદમ સાંભરી આવ્યાં જયમન બ્હેન સ્વભાવ સહજ નરમાશથી કહેતાં હતાં કે " મને બધાં વચમાં ક્યાં સરખાવો છો ? ક્યાં વિનોદ બ્હેન ને ક્યાં હું ? " ટુંકમાં આ પ્રમાણે સ્મરણો સતેજ થવાથી લખી નાખું છું.

આ પ્રમાણે ઉપોદ્‌ઘાતના 'બે બોલ' પછી હું મુદ્દા ઉપર આવીશ—અને તે એ કે બીજું કંઇ લખવાનું નથી..........

લે. એક એવોય
ગજેંદ્ર.
( ચાલુ )

તા. ૬:—મુ. ભાઇ શ્રીએ પત્ર ઉપર એક અનાયાસે જ લાઇન લખી દીધી તે જાણો છો? "આવ્યાં ત્યારે અમ્મર થઇને રહો." ભાઇ મેઘાણી હમણાં અહીં ગાઇ ગયા—અમારા ઘરમાં તો વર્ષો થયાં ગવાયાં કરે છે: તમને ય પરિચય હશે—

"તમે મારાં દેવનાં દીધેલ છો:
તમે મારાં માગી લીધેલ છો—
... ... ...
આવ્યાં ત્યારે અમ્મર થઇને રહો"—

કેવા સૂર? અંતરનાં આંદોલન! કોણ કોને આમ કહી શકે? શું તેમાં મનુષ્ય સહજ ઊણપનું ભાન, અને તેથી ઉપજતો ફફડાટ નથી? સ્નેહ ઝરતાં અંતરને ભરોસો નથી—છેલ્લી લીટીમાં કરૂણ appeal—દૈવને અને આવનારને: દૈવ ઘણું ય દે છે–ઘણું ય પાછું લઇ લે છે: અને તે નથી ખમાતું. સંબંધો માગીને લીધા હોય, કદાચ દૈવે ય દીધા હોય, અને પછી જનસ્વભાવ જાણ્યા પછી, એક જ આદર્શમય, અસંભવિત આદર્શમય વલખાં રહે કે "હવે છે તે અમ્મર રહે." રહેવાનું ન હોય તો તો જીવનમાં આવે જ શું કામ? × × જવાદો. એ ઉપરતો ભાષ્ય લખાય. એક તરફથી કલાપી-"અરેરે યોગ થાશો માં, થયો તો........" ભવભૂતિ "किमस्या न प्रेयो यदि परमसह्यस्तु विरहः"......અને બીજી તરફ, કોમલ છતાં કળામય વધારે તેવો Tennyson "Tis better to have loved and lost........" શું સાચું? દરેકનું અંતર માને તે.

તમને નથી લાગતું કે કોઇ દહાડો હું Lunatic કે Poet બની જઇશ. આ વખતે એવો તો તરંગી આર્ટિકલ અમારા મેગેઝિનમાં મોકલું છું.........

ગજેંદ્ર (ખુચભાઇ).

---

(૧૭) સુરત

૩૦–૮–૨૬.

ચિ. પરમસુખ,

.........અહીં તો હાલમાં પ્રોફેસરોની માઠી દશા બેઠી હોય તેમ લાગે છે. વિષ્ણુભાઇની 'બબલી પણ ચાર દિવસ પહેલાં ગઇ–દસ દિવસમાં બે છોકરાં—કોરાં થઇ રહ્યાં. કાજી સાહેબનાં મા છ માસથી ખાટલે: તેમને વળી નાક ઉપર સાઇકલથી પડતાં લાગ્યું તે પાટાપીંડ... અને સૌથી ત્રાસદાયક તો બિચારા દુર્કાલ સાહેબનો એકનોએક 'વિધુભાઇ' ૧૪ વર્ષનો પરમ દિવસે 'ટાઇફોઇડ' તાવમાં ત્રીસમે દિવસે ગુજરી ગયો. થયું—ઉતરતી અવસ્થા, વિધુની મા બે વર્ષ પહેલાં ગયેલાં હવે બિચારાને જીવતા માર્યા.........

મારા 'વિધુ' ને 'બાબુ'—કાવ્યો મોકલુંછું તે વાંચજો—કેવાંક લાગે છે?.

ગજેંદ્રના આશિષ.

(૧૮) સુરત

૨૯-૧૧-૨૧. રાત્રે.

ઉરની મૂક એકાન્તો, કોઇ ના અભડાવશો;
શમે જ્યાં ભૂતના ભૂતો, દ્વાર ના ખખડાવશો.

પ્રિય ભાઇ ડોલરરાય,

રોજ જવાબ લખવાનું મન થતું. અને રોજ ક્લાસના કામોમાં-થી વખત નિરાંતનો ન જ નીકળતો. આજે હવે પરાણે જાગીને પણ લખી દઉં છું. ત્હમારો કાગળ કૉલેજમાં પહેલો પીરીઅડ લઇને આવ્યો ત્યાં મળ્યો—common room ની galleryમાં, શિયાળાના સુંદર તડકામાં, વાંચ્યો. સારૂં થયું કે બીજો પીરીઅડ ન હતો નહિતર જરૂર ન લેવાત. લાગણીને વશ દેખીતી રીતે ન થવું એ કેળવવા યત્ન કરૂં છું, છતાં ઘડીભર ત્હમારા પત્રે બધું ભૂલાવ્યું–હું સુરતમાં નો'તો, સ્વપ્નસૃષ્ટિ-માં હતો. સ્થળ અને કાળના સંકલન સરી પડે એવા પ્રસંગો કે પત્રો વિરલ છે હો? પણ ભાઇ! સંસ્મરણો ચેતાવ્યે શો ફાયદો? જુઓને ત્હમારા સ્વરની પાછળ જ કાવ્ય લખી નાખ્યું છે તે મોકલું છું. મ્હને એવું ગમ્યું છે કે રોજ અનીલને ઉંઘાડતાં ગાઉં છું. પ્રો. વિષ્ણુપ્રસાદ ને સંભળાવ્યું—તેઓ ખૂબ ઉછળ્યા—કહે—"This is *Great* Poetry, it cannot Die" જવાદો, જાહેરખબર નથી છાપવી. પણ સાંભળો—અને ક્યાંય છાપતા સોગન છે. ભાઇ મોતી વેરવાનાં ન હોય માફ કરજો "Pride' નો આક્ષેપ તો મ્હારી ઉપર વર્ષોથી વિદ્યાર્થી ભાઇઓ અને એકાદ સુજ્ઞ શિક્ષકે પણ મૂકેલો—મ્હને તેની દરકાર નથી

---પણ કાવ્ય એમને એમ જ વાંચતાં-----ગાજો-સંગીન કાવ્ય છે હું તો 'સોરઠ' માં ગાઉં છું. આ કાવ્ય માટે હું ત્હમારો આભારી છું. હજુ તો ગાયા કરૂં છું.—ભૂલી જઇશ. અમુક માસો પહેલાંનું કાવ્ય સાંભળવું છે? જૂના કાગળ પર મોકલું--પેલી ઉત્તરરામની અદ્‌ભૂત કડી "नक्लि देव्या" ... ....ખરૂં? એ જ ઢાળ-એ જ ધ્વનિ ભવભૂતિ તો ભાવનો ભંડાર---ઝીલાય તેટલું ઝીલીયે. સાથેનું 'સંભારણાં' નું કાવ્ય અહીં વાંચીને પછી જ કાગળ આગળ વાંચજો.

હવે વધારે નહિ લખું. લખવાનું યે નથી. આવાં કાવ્યો તો ભાગ્યે દશ વીશ લખ્યાં હશે. કોઇ વાર જીવતા જાગતા છપાવશું. નહિ-તર શું રહી જવાનું છે? અને નિરાશાના સૂર? ડોલરરાય ભુલો છો કાંતો તમે ભૂલો છો અને કાંતો આખી સુરત કૉલેજ જ ભૂલે છે. અહીં કોઇ કાળા માથાના માનવી ને પુછશો તો કહેશે કે કૉલેજમાં, 'Humour Incarnate' 'Life' વાળો, merry-making sort of a chap કોઇ હોય તો Prof. બુચ છે. નિરાશા! એ તો 'પોથીમાંનાં રીંગણાં'--ખરૂં ને? શું કાવ્યો બધાં જીવનમાંથી જ આવતાં હશે---અને પોતાના જ? જવા દો ને મ્હારા સાહેબ........અને પ્રેરક મૂર્તિ? રાત્રિ-ના બાર થયા છે. ડોલરરાય---સવાલો; જેવા તેવા સવાલો ન પૂછો. જવાબ આપું? 'કલ્પનાની........કવિકુલનો એ અમર વારસો. મ્હારા ઉપરનો મુદ્રાલેખ વાંચ્યો કે?........ચાલો હવે અંગત બંગત કાંઇ નથી લખતો........સુરતમાં રહે તે 'લ્હેરીલાલા' અને હું તો પહેલાંથી જ કાંઇક એવો ન હતો?

જવાબ જલદી કે?

લે. ગજેંદ્ર
એ નો એ કે નવો?

(૧૯) ગોંડલ

તા. ૯-૪-૨૭

સ્નેહી ભાઇ વિષ્ણુભાઇ,

આજે તો પત્ર હોંસથી લખી નાખું છું, કારણ મ્હારે ત્હમને કંઇક ખરેખર બતાવવાનું છે. અહીં આવ્યા પછી vitality નું એટલું બધું અજીર્ણ થઇ જતું હતું—અમારો વેશ જ એવો છે—કે કંઇ લખી નાખ્યા સિવાય છુટકો જ ન હતો.—અગર કૈં "લખ્યે જ છુટકાની" 'ધગશ' આવી પડી. પરિણામે પહેલું તો એક અચ્છુ 'દેવહુમા' Phenix પર poem બનાવી કાઢી, તે પછીથી વંચાવીશ. પણ હમણાં આ મ્હારો ગિરનાર રોજ સાંભળે, ફરવા જાઉં ત્યાં રોજ વાદળમાં વાદળાં જેવો દેખાય—પછી શું કરૂં? મ્હેં તો ખખડાવીને આ કાવ્ય લખી નાખ્યું—અઢી દિવસમાં મ્હારા પેલા અને છેલ્લા critic કે મિત્ર ત્હમે જ છો તો ત્હમને મોકલી આપું છું. જુઓ, વિષય એવો છે કે લખતાં જ ડર લાગે: પણ ન્હાનાલાલ મ્હારી પહેલાં જન્મ્યા તેમાં મ્હારો શું વાંક? અને કવિ ક્યાં ગિરનાર ચડ્યા છે? એમણે તો "ચરણે" જ પ્રેરણા લીધી છે. ખાસ અશોકનાં શિલાલેખ ઉપર જરૂર જો ચડ્યા હોત તો આપણને કદાચ મહાકાવ્ય મળત, પણ એ તો બધો ફોઇને મુછો હોત તો કાકા કહેવાત નો ઘાટ થયો: આપણે એનું શું કામ? મ્હારે તો મ્હારા Poem નું કામ. જાણે મ્હને મ્હારૂં poem બહુ ગમે છે, કારણ મ્હારૂં છે પણ સારૂં નરસું તોળવાનું કામ ત્હમારૂં છે. ભલા, છેવટ પાનાં ભર્યાં તો બે માર્ક મૂકજો—હાં—સાંભળ્યું મેટ્રિકની ધમાલમાં કેમ? ઓય તારી! ત્યારે ક્યાં આ મોકલું છું? હમણાં તો પેપરોની પીડામાં પડુ પડુ થઇ

રહ્યા હશો. કંઇ ફિકર નહિ. Recreationની તો ખરી હમણાં જ ત્હમને જરૂર હશે એમ હું સમજુ હોવાથી સમજી લઉં છું—અને તેથી જ આટલો વખત ન હતો લખતો, પણ હવે લખું છું..........હા,... ત્હમે તો ગિરનાર ચડ્યા છો ખરૂં ? ત્યારે તો ઠીક ફક્ત Poemમાં ત્રણ શબ્દો તદ્દન તળપદ ગિરનારના છેઃ ત્યાં કુદરતી ખ્હાડમાંથી ટપકીને પાણી ભર્યા રહે છે તેને પાણીનાં ' ચશ્માં ' કહે છે; શિખર ને ' ટુક ' કહે છે અને પેલી તળેટીમાં ઉંચકીને લઇ જવાની ચીજને ' ડોળી ' કહે છે—ત્હમને કદાચ ત્રણેની ખબર હશે Poem માં ત્હમને કયો ભાગ ખાસ ગમે છે તે જરૂર જણાવજો. વિષ્ણુભાઇ, ઉપર આસમાનમાં અં-બાજીની આરતી વખતે ઉભા છો ? સાલું શરીર આખું ધ્રૂજે હો !... ......જશું પાછા બે માસમાં—જરૂર વિષ્ણુભાઇ Poem પ્રકટ કરશું ? કયાં ?

હવે સાહિત્યની વાત મૂકીને સાદી વાત ઉપર પહેલું તો ત્હમને કેમ રહે છે તે કહો કારણ—' પહેલું સુખ તે જાતે નર્યા ' નડિઆદ દીઠા ત્યારે ઠીક લાગતા હતા—અને હું ' કેમ રહે છે ' તે પૂછવાનું તો ત્હમારૂં શરીર જોઇને જ જાણે ભૂલી ગયો ! હું અહીં આવીને કીડીના વેગે વધતો જાઉં છું. આંગળી સુજીને થાંભલો ના થાય તો કાંઇ નહિ—પણ કીડીમાંથી મંકોડો ય શું ન થાય ? મ્હને તો લાગે છે મંકોડા એમ જ થતા હશે. આ પણ મ્હારી અમુલ્ય શોધ છે,—પણ એ વિષય બીજો હોવાથી હાલ તો માંડી વાળું છું...............મ્હારા હસવાથી જાડો નથી થતો, પણ ઉંઘવાથી થાય છે—આ મ્હારી ત્રીજી શોધ. શું ખરો evolution Period તે ' dormant ' અગર સાદી

છાપામાં 'dozing' period નથી?........આવી તો ઘણી યે શોધો છે. સામટી ભેગી કર્યા પછી નોબલ prize માટે તેઓ પૂછાવશે તો લખીશ. ઇનામના રૂપિયામાંથી સો રૂપિયાનો સોસાઇટીનો મેમ્બર થઇશ એક થાળને સાહેબને પૂછીને અપ્સરા car લઇશ—વાણીયાની car નહિ—રોજ ત્હમને lift આપીશ—રસ્તામાં—ને નહિ કચરી નાખું કારણ મ્હારૂં machine બગડી જાય! વગેરે વગેરે.

લે.—ગજેન્દ્રનાં સંભારણાં.

---

(૨૦) સુરત

જુલાઇ ૧૯૨૭.

મુ. ભાઇશ્રી,

હુ અહીં આવ્યો ત્યારે જે નવું નવું લાગેલું તે બધું ત્યારે લખતો. હવે તો ટેવાઇ ગયો હોઉં કે નહિ?........અહીં જે વાતાવરણ, હતું તેનું તે જ છે. મ્હને કશો જ કોઇની વૃત્તિમાં કે મ્હારી સાથેનાં વલણમાં ફેર લાગતો નથી........સિવાય કે રા. વિષ્ણુભાઇનો કંઇક વધારે અંગત પરિચય થયો...........મ્હારી 'આશાઓ' જો ત્યારે 'ઉજમાળી' હતી—તો હજુ ય તેવી જ છે. ક્લાસમાં તાળીઓ પડે તે 'ઉજમાળી' આશા હોય તો તે છેઃ છાપામાં નામ છપાય તે કહોઃ—તો આ વખતનું જ ગુજરાત જોજો—હવેથી જોતા રહેજોઃ પરિષદમાં નિબંધ પણ વાંચવા ધારૂં છું—અને આથી ય સોનેરી ભવિષ્ય જો

કહેતા હો તો પાંચ વર્ષે ઋગ્વેદના જમાના ઉપર પુસ્તક પણ પ્રગટ કરીશ......કહો......આથી વધારે જીંદગીનું સાફલ્ય શું હોય?....... વિદ્યાર્થીમાં હું શું પ્રેરૂં છું તે પ્રભુ જાણે. 'રસ' કે 'પ્રેરણા' નો ભેદ હું જ પૂરો નથી જાણતો........હું જેટલું સાહિત્ય સમજું છું તેટલું સમજાવવા મથું છું—મતિ કુંઠિત થાય—મગજ ભૂલે પણ હૃદય ન ભૂલે એ એનું કામ કર્યા કરે........મ્હારો કોઇ pupil ન થાય તેનો મ્હને અફસોસ નહિ રહે.....હું જ જ્યાં જીવનને ભણવા મથું છું ત્યાં બીજાને માર્ગદર્શક હું ક્યાંથી થાઉં?.....કંઇ નહિ છોકરાઓને લખાવી દીધેલી છેલ્લા માસની નોટસમાંથી યુનિવર્સિટિમાં બધા ક્લાસમાં બેઠાં સવાલ બે ત્રણ આવે છે, એટલે એટલાં પુરતી છોકરાઓને નીરાંત છે. એમને પરીક્ષા પાસ કરાવું, એ મ્હારૂં પહેલું કર્તવ્ય!—આંખ ઉઘાડવી, એ તો થાય ત્યારે.....હું શીખવું છું એ ખ્યાલે તો કોઇ દિવસ શીખવાતું જ નથી.......હું વ્યાખ્યાન નથી કરી શકતો–વાતચીત કરૂં છું. કોઇ કોઇ છોકરાની આંખ ચમકે છે—એટલે મ્હને સંતોષ રહે છે..... કહો—હવે આથી બીજી શી જોઇએ?........અને, અને, રમણભાઇ, આ બધાં સાથે આંખ ઘણી જ નબળી થતી જાય છે. ડોક્ટર ઘસીને ના પાડે છે કે રાત્રે ન વાંચવું. બનતું કરૂં છું........ત્હમને નથી લાગતું કે consciousness હોય, conscience હોય—તેને આ કફોડી સ્થિતિ થઇ પડે?.........મ્હેં આ બધું શાને લખી નાખ્યું તે હું પૂરૂં જાણતો નથી, કદાચ સહૃદય હોવાથી, આમાંથી કંઇક મનોદશા ઉકેલશો ........બાકી મ્હને ખરૂં પૂછો તો જાણે ભૂલો પડયો હોઉં એવું લાગ્યા કરે છે. શું શોધું છું તે હું જ નથી સમજતો.......મ્હારી પાસે મ્હારી

મનોદશા વ્યક્ત કરવા શબ્દો નથી........બધા સાથે હરી ફરી લઉં છું મ્હારૂં બ્હારનું કર્તવ્ય બને ત્યાં સુધી નથી ચુકતો. બસ............?

તા.-ક:—રમણભાઇ, સાહિત્ય-અંગ્રેજી, સંસ્કૃત-એવાં હશે કે સનાતન? ભાવ ને ભાષાનાં બંધન નડતાં મને તો નથી લાગતાં.

લે.

ગજેન્દ્રના

સવિનય પ્રણામ

## ( નોંધ પોથી. )

---

### માર્ચ ૧૯૨૨

શું, જોવું છતાં રહેવું? હા, તેનું જ નામ ગૃહસ્થાશ્રમ. જ્ઞાન સાથે લાગણીઓ ઓળખવાની, વૃત્તિઓ પારખવાની શક્તિઓ મળી; પણ તે મળવાથી શો લાભ? ઉલટું બધેથી ખામીઓ તરી આવી. અંતમાં મન ઉચક પણ થાય......ના જ્ઞાન આ માટે નથી, તે તો રહેવા સાથે સ્હાતાં પણ શીખવે છે. ઉચ્ચ સાથે સામાન્ય તથા ક્યાંક તુચ્છનું પણ મિશ્રણ તો સર્વત્ર અને સર્વ જનમાં હોય; પરંતુ સહૃદય થઇને સર્વને નીરખીશ. સંપૂર્ણતા તો મ્હારામાં જ નથી, તો મ્હારી તરફ ક્યાંથી માગી શકું? પરંતુ સત્ય સ્નેહની લાગણીઓ જ્યાં જ્યાં નીરખાય ત્યાં તો ઢળવા વિના રહેવાય નહિ ભલે તે સ્નેહ મિશ્ર હોય, બાકી તો બધાં મ્હારી સાથે ક્યાં વિચરે અને કેમ વિચરે? મગજ અને મન બધે સરખાં ન હોય; હૃદય હશે–જો સતત કચરાયું ન હોય તો. આદર્શના અનુસરણે તો મનુષ્ય એકલો જ. આને બેવડું જીવન ગણવું હોય તો ગણાય. ખરી ખુબી તો બન્ને જીવન સમાન્તર વહ્યા જ કરે, અને એક બીજાને આડાં ન નડે. બન્નેનું સંગટ્ટન સ્વાર્થ કરાવે ખરો. બને તેટલો નિવારવો માનસિક બળથી બન્નેને દૂર જ શોભી રાખવાં. આ ખરો ગૃહસ્થાશ્રમી છતાં જ્ઞાની.

× × × ×

રીતરિવાજો માનવા, સંસારના કાયદાઓ અનુસરવા વગેરે પહેલાં તો મનુષ્ય એક પોતાની ફરજ તરીકે જ ગણશે. તે ફરજ અદા કર્યા સિવાય તે પોતાને દોષિત ગણશે; પરંતુ આના કરતાં ઉચ્ચ પ્રદેશ તો

તે છે કે જ્યારે આપણે ધોરણો અને રિવાજોને ફરજ ધારીને માનવું મૂકી દઇએ છીએ, અને અનાયાસે જ આત્મા તે તરફ વળે છે, ત્યારે ખબર પડે છે કે સત્ય અને શુદ્ધ એ માનવ પ્રકૃતિ જ છે; દોષ અને વિકાર એ માત્ર ઉપાધિઓ છે.

× × × ×

આપણે ઘણે ભાગે પરણ્યા પછી ચાહીયે છીએ: પશ્ચિમના લોકો ચાહ્યા પછી જ પરણવું યોગ્ય ધારે છે ખરૂં છે કે તેઓમાં કેળવણી વધારે હોવાથી સ્વચ્છન્દ વૃત્તિઓ આપણે ધારીએ તેટલી નહિ જ હોય. વળી પ્રથમથી જ મન મળેલ હોવાથી સંશય અથવા અણગમો સમજુ કુટુંબોમાં ન થાય. પરંતુ આપણે ભૂલવાનું નથી કે ઘણી વખત શરીર મન ઉપર કાબુ મેળવી લે છે. અને યુવાવસ્થામાં તો ખાસ કરીને બધાં મનુષ્યો કંઇ આદર્શરૂપ હોય જ નહિ તો તેઓ મનુષ્ય જ કહેવાય કે કેમ તે પણ શક છે. દોષ અને અપૂર્ણતા સાથે સ્ખલનો તો સર્વ-વ્યાપી જ છે. ત્યારે આવામાં કન્યાઓને ગમે તેટલા યુવાનો સાથે પરિચય પાડીને એક પસંદ કરવાની છુટ હોય, અને તે છુટનો શારીરિક જ નહિ પરંતુ માનસિક પણ નિર્વિકારી સદુપયોગ કરે તેવું ઝાઝા પ્રમાણમાં બની શકે? વિશેષ તો જોયે જ બને. બાકી આપણામાં તેટલું બધું તો ઇચ્છવા જોગ નથી જ પણ બીજા પક્ષમાં આપણે ત્યાં જોવામાં આવતા ભવાડાનું શું? હા, તેનું કારણ ઝાઝે ભાગે પુરૂષો જોઇએ તેવા કેળવાએલા કોઇ રીતે નથી. સ્ત્રીઓમાં પણ ખોટ તે જ છે. પણ પુરૂષો તે પૂરી શકે, પણ કુવામાં હોય તો હવાડામાં આવે ને? પરંતુ એક બીજી વાત વિચારવા જેવી છે. કોઇ કેળવાતા અથવા કેળવાએલ મનુષ્ય-ની બાબતમાં એવું બને કે પરણ્યા પહેલાં તેનું ચિત્ત કોઇ સ્થાને ખેંચાઇ

તે કન્યા અગર છોકરાને પછી તેના પ્રેમસ્થાનથી છુટો પાડીને બીજે સ્થાને પરણાવવામાં આવે તો અગાઉનાં મીઠાં અને ઉન્માદક સ્મરણો તેની પછીની જીંદગી દુઃખકારક ન બનાવી દે? છોકરાંઓનું ચિત્ત વેચવાનો માબાપોને અધિકાર ખરો? તેઓ દાવો કરે તોપણ વેચી શકે ખરા? પરંતુ જો આવા અન્યોન્ય પ્રેમનો ધ્વંસ થતો હોય તો આટલો કેળવાએલ વર્ગ હાથે કરીને મુંગે મોઢે મરે તેમાં તેનો જ દોષ. શું તે પુત્ર અથવા પુત્રીમાં એટલીએ હિમ્મત ઇચ્છવા જોગ નથી કે ખુલ્લી રીતે માવતરને એક વખત કહીને આખી જીંદગી ઝેર થતી ન અટકાવે? રૂઢીઓને નજીવી બાબતમાં યોગ્ય લાગે તો કંઇ આંચકા વિના જ તોડવી પણ બાલ્યાવસ્થામાં જ પરણાવ્યા પછી જ આવું બને તો? હા—તો રૂઢીઓ તોડવા જેટલી હિમત અમાનુષ જ ગણાય. હોય તો છેવટ સુધી "હમારા રાહ ન્યારા છે" જ કરવું પણ આવા મનુષ્યો જુજ. બાકી જો મન મારીને પણ ઝેરમાં અમૃત કરી રહે અને કરૂણ રસની ઉપર ઢાંકણ સ્નેહ અને સૌમ્યપણાનું રાખે તો કેળવણીનો અગાધ ફાયદો મળ્યો ગણાય. અંતમાં એટલું તો જરૂરનું જ છે કે પુત્ર પુત્રીઓને સગાઇ થયા બાદ, મુરબ્બીની છાની દેખરેખ નીચે પોતાના ભાવી પતિ અગર પત્નિ સાથે થોડો થોડો પરિચય કરવા દેવો. આથી ઘણા ફાયદાઓ છે. તેઓ એક બીજાને ધીરે ધીરે ઓળખી જાય છે. મન સહવાસથી બહુ જ મળી શકે. બાકી બધા તો નિયમોને અપવાદ હોય જ નહિતર તો જગતમાં આશ્ચર્ય અને વિસ્મયનાં તત્ત્વો રહે જ નહિ.

× × × ×

## એપ્રિલ ૧૯૨૨

અનુભવ શું? અનુભ્યૂ-એટલે કે થવું, પણ કોઇના જેવું આમાં

કંઇ અનુકરણથી માણસની હિમ્મત ઘટતી નથી .કારણ કે અનુકરણ કરવું એ તેની પ્રકૃિત જ છે, ભલે જગન્નાથ જેવા અનુકરણની મ્હોડેથી ના પાડે, પરંતુ મનુષ્યની કર્મ તથા જ્ઞાનેંદ્રિયો જ જાણ્યે કે અજાણ્યે અનુ-ભવ–અનુકરણથી–જ શીખે છે. વળી બીજી રીતે અનુ+ભૂ માં અનુ–નો અર્થ એકતાન–થવું, એટલે કે આજુબાજુના સંયોગોને પ્રતિકૂળ પણે ન વર્તતાં, તેમની સાથે એક રાહમાં ભળી જવાની જે શક્તિ મનુષ્યમાં ધીરે ધીરે આવે છે–કોઇમાં પ્રથમથી જ પણ હોય છે!–તેનું નામ અનુ-ભવ. આ અર્થ બહુ વિશાળ ક્ષેત્રનો સમાવેશ કરે છે. ટુંકામાં આ રીતનો અનુભવી માણસ કોઇ વખત નહિ કહે કે "નથી નથી મુજ તત્ત્વો વિશ્વમાં મેળ લેતાં." વિશ્વના ગંભીર સંગીતમાં પ્રત્યેક વ્યક્તિ જ્યારે સૂર મેળવતાં શીખે ત્યારે જ તેને પૂર્ણ શાંતિ મળે–ત્યારે જ સમગ્ર સંગીત પણ તેને મધુર લાગે.

આવા અનુભવની અસર બે પ્રકારની થાય છે—કાં તો ધીરે ધીરે સચોટ કાબુમાં મનને લે છે, અથવા તો કોઇ એક જ બનાવથી એકદમ કાયમની છાપ કોરાઇ જાય છે. પહેલી અસર સાધારણ અને સામાન્ય છે; બીજી અસાધારણ અને અસામાન્ય છે આ બીજી અસર બીજો અનુભવ કોઇ મહાન પુરૂષનો એકદમ–સમાગમ તેની વિચાર સૃષ્ટિનો ઝબકારો–અથવા તો કોઇ સૃષ્ટિ સંયોગો, પ્રકૃતિ સંયોગોની અણચિંતવી ઘટના–થી મેળવાય છે. આ કંઇ સર્વ–પ્રાપ્ય નથી. તેમજ–દુષ્પ્રાપ્ય પણ નથી. કારણ કંઇ નહિ તો પણ જગત તો એક મહાન શક્તિની જ ઉત્તમ કૃતિ છે, જેથી તેમાં આવા બનાવો જ–આવી કૃતિઓ સર્વત્ર ભરેલી જ છે–ફક્ત જોઇએ છે તેમને નિરખવાને, અનુભવવાને, આંતરિક

ચક્ષુ, અને વિશુદ્ધ આત્મા.

જીવનમાં સુખ અને શાંતિ મેળવવા માટે માનસિક વૃત્તિઓમાં "નિગ્રહ" ને પ્રથમ સ્થાન તથા "સામ્ય" ને પણ સાથે જ સ્થાપવાં જોઇએ. મનને એક જ દિશામાં એક જ પક્ષમાં અત્યંત ન જવા દેતાં બધી બાજુઓને લક્ષમાં લઇ, તુલના શક્તિનો ઉપયોગ કરી, પછી જે મનુષ્ય વર્તન કરે તે ઠરેલ અને સર્વમાન્ય થઇ શકે. વ્યવહાર અથવા રાજ્ય નીતિમાં ઉથલપાથલ કરી નાખનાર મનુષ્ય ભયંકર છે ચેતવા જેવો છે. કદાચ તે અંતઃકરણ પૂર્વક કામ કરતો હોય તોપણ અત્યંત દક્ષ અને ચતુર થવામાં ખાસ ખામીઓ રહી જાય છે, માટે સર્વથા વર્તનમાં તો, ખાસ ચતુર પુરૂષોના વિચારો સાંભળી, પછીથી બધી તુલના કરીને જ વર્તવું: આથી માનસિક ઉત્પાત ઓછો થાય, જો કે જીવનમાં પ્રત્યેક પગલાં પછી જરા ખેદ-જરા ડંખ તો સમજુ મનુષ્યને રહે છે જ; પરંતુ તે જેટલો બને તેટલો ઓછો કરવા યત્ન કરવો. પ્રવૃતિમાર્ગમાં અત્યંત મસ્ત થતાં શાંતિદાયક ગૃહસંસારનો ભોગ ન આપવો. દરેક મનુષ્યનાં ઉપરનાં આભૂષણો દૂર કરતાં શું રહે છે, તેથી જ તેની કિંમત કરવી. "ઝમક" કરતાં ઠરેલ બુદ્ધિ સંસારમાં વધારે સુખી છે, વળી અકારણ મનને ઉત્પાતમાં, ઉંધા વિચારોથી ન નાખવું, તેના સમાધાન વખતે સારાં પુસ્તકો વાંચવાં, જેમાં ગીતા, એમર્સન, વર્ડઝવર્થ વગેરેનો સમાવેશ થાય છે. આવાં પુસ્તકો આંતરિક આત્માનું ભાન કરાવી તેને પરમાત્મા થવા યોજે છે.

વળી શરીર ખાસ સામું થનારૂં છે. તેને તો જેટલું કાબુમાં લેવાય તેટલું ગમે તેવી રીતે પણ લેતું જવું. વળી કદાપિ ક્ષણિક ભભકથી ન

દોરવાઇ જવું. ઉગ્ર, પ્રચંડ બુદ્ધિ વાળાઓ ઘણી વાર એક પક્ષી હોય છે તે ધ્યાનમાં રાખવું. ખાસ તો "समं सर्वेषु भूतेषु" ના માર્ગ ઉપર અવાય તેટલું આવવું. × × × ×

## ઑક્ટોબર ૧૯૨૨

"સ્નેહ" શું છે ? એ શું આત્માની આંતરિક વૃત્તિ છે, કે એ શરીર, મન, અને અંતે બુદ્ધિ દ્વારા હૃદયની જ વૃત્તિઓને સંતોષવા માટે છે? ત્હેમાં ઉન્માદ છે, આવેશ છે, ઉછાળાઓ છે–વળી માનસિક પ્રવૃત્તિઓમાં મહાન પરિવર્તન પણ તે કરી શકે છે. અત્યંત શાંતિ પણ ત્યાં, તેમજ અત્યંત યાતના પણ ત્યાં જ રહેલ છે. આત્મા જગત સાથે શાથી મળી રહે છે? ફક્ત "સ્નેહ" થી જ: વેદાંતીઓ ત્હેને "માયા" ભલે કહે. મનુષ્ય જ ઇશ્વરી માયા નથી તો બીજું શું? ત્યારે ઇશ્વરી દૃષ્ટિએ તો "સ્નેહ" પણ માયા કાં ન હોય? છતાં જીવનમાં માધુર્ય "સ્નેહ" સિવાય ક્યાંથી આવ્યું હોત? ભલે તે દર્દ ભર્યું હો કે શાંતિ ભર્યું હો, પણ સ્નેહનું ઝરણ જ જીંદગીમાં મિઠાશ લાવે છે. આવી વિશ્વવ્યાપી મહાન વૃતિના અનુભવ અર્થે જ આત્માનો જગત સાથે સંયોગ પ્રભુએ કર્યો, એમ કહેવામાં પણ કંઇ ખોટું નહિ.

"સ્નેહ" નો ખોરાક કંઇ એકલું હૃદય–મન જ નથી. શરીર તો પ્રથમ પાયો છે, હા! પણ શરીરમાં જ ત્હેની પૂર્ણાહુતિ નથી. ધીરે ધીરે વિકસતાં ત્હેનાં સ્થાન ચ્હડતાં જાય છે. શરીર મનથી વધી તે હૃદય–ને ઘેરે છે. હૃદય તો સ્થુ અંતઃકરણનું જ પ્રતિબિંબ—એટલે "સ્નેહ" સૂક્ષ્મ થવા માંડે છે. અન્તે તે આત્માની જાગૃતિ કરે છે, વિશ્વમાં પ્રવૃત્તિ

કરાવે છે, અનુભવ અપાવે છે, અને સંસ્કારી આત્માઓને ચિરઃ શાંતિમય બનાવે છે. આ હ્‌હેની છેલ્લી દશા સંયોગ-વિયોગથી અબાધિત છેઃ કારણુ આત્મયોગની સ્નેહ સમાધિમાં બહારની ઉપાધિઓનું જોર ક્યાંથી ચાલે? ભલે, શરીર પોતાનો ભાવ ભજવેઃ તેમ કર્યા વગર તો તે કદિ રહેવાનું જ નહિ! પણુ ધીરેધીરે શરીર-મનને વશ કરી લઇ-હ્‌હેમને માત્ર અયોગ્ય રસ્તેથી મારતાં કે વાળતાં શીખી-હ્‌હેના ઉન્માદોને સૂક્ષ્મભૂમિકામાં ફક્ત ન આવવા દેવા એમાં જ તત્ત્વજ્ઞાન છે.

ત્યારે આ "સ્થળ-કાળ"થી અસંકલિત "સ્નેહ" ને રિવાજો સાથે કંઇ સંબંધ ખરો? અહીં, મનુષ્યે "જાણ્યા છતાં જતું કરવું" -અથવા- "અંતર અને વ્યવહાર જુદાં રાખવાં" કે નહિ એ ગંભીર પ્રશ્ન ઉભો થાય છે. રિવાજોની સાંકળ જરૂર અભેદ્ય છેઃ ફક્ત હ્‌હેમાં ઝીણા ભેદો દૂર કરાય અથવા તો અંદરને અંદર જ સુધારા કરાય. પણુ પરિવર્તન કરવું તો અશક્ય જ છે. કારણુ સામાન્ય જનસમાજ ઉપરથી રિવાજોની તીવ્ર છાપ ઝાંખી પણુ નથી થઇ શકતી-વળી કદાચ તે ઝાંખી કરવામાં પરિણામ સારૂં ય ન આવે, જ્યાં તેમની "શ્રદ્ધા" છે, ત્યાં જ હ્‌હેમને પ્રવૃત્ત થવા દેવાં તો જ સામ્ય રહે. ફક્ત ત્યાંથી પણુ 'પતન' ન થાય તેટલા પુરતી સુધારકોની ફરજ છે. પણુ "સ્નેહ" સૂક્ષ્મ છેઃ તે સ્થૂળ રિવાજો માનશે ખરો? જો "સ્નેહ" એટલે-એક દેહનું બીજા દેહ માટે, એક હૃદયનું બીજા હૃદય માટે, કે એક આત્માનું બીજા આત્મા માટે, તલસવું-એ જ છે, તો પછી હ્‌હેની આડે બીજું કંઇ શા માટે આવતું હશે? હા! સમજ સ્થીતિ જાળવવી જોઇએ ને! જરાક પણુ નિગ્રહ ન હોય તો બધી વૃત્તિઓ ઉચ્છૃંખલ થઇ જાય, અને વિશ્વમાં

અવ્યવસ્થા ફેલાય. તેથી જ બંધનો જરૂરનાં છે–શારીરિક સ્નેહ વાસ્તે તો બંધનો આવશ્યક જ છે. હૃદયે હૃદયની ખેંચ વાસ્તે બંધનો જરાક ઢીલાં છે. અને આત્માઓના સહચાર વાસ્તે તો બંધનો છે જ નહિ.

× × × ×

પરસ્પર વિરોધી ફરજો કેમ આવી પડતી હશે? મનુષ્યને કર્તવ્ય તો ઘણાં છે. અને તે પ્રમાણે સમય પૂરતો નથી કે આથી કોઇ કોઇ કામો ભેગાં જ ઉકેલવાં પડે. જ્યાં સુધી સાથે સાથે બધાં સરળતાથી પાર પડતાં જાય, ત્યાં સુધી તો નિરાંત; પણ જ્યારે એક કર્તવ્ય સામે બીજું પણ કર્તવ્ય આવી ઉભું રહે, અને 'શું કરવું, શું નહિ' એ મુંઝવણ ઉપસ્થિત થાય ત્યારે મનુષ્ય જાગૃત થાય છે. સમજુ માણસોને આવા પ્રસંગો આવે જ છે. ત્યારે ત્હેમની દૃષ્ટિયે જે વધારે અગત્યનું લાગે તે કરે. જગતની દૃષ્ટિને કદાચ ન પણ વળગી રહેવાય. કારણ "ફરજ" કે "કર્તવ્ય" એટલે જ મુળ "શાંતિની ભૂમિકામાં વસીને આત્માએ પોતાને માટે નિશ્ચિત કરેલ માર્ગ": ત્યાં પછી 'સમાધાન' કરવાનાં નથી રહેતાં. નથી તે સીધા પથને જરીય મરડવાનું "કર્તવ્ય" સમજવું, અને "ગમે તે ભોગે પણ કરવું" એટલે જ જીવનનું સાફલ્ય. આથી જે પોતાનું કર્તવ્ય પોતાના આત્માને ભાવ્યું તે પછી બીજા અંગભૂત કર્તવ્યોના ભોગે પણ સાધવું જ જોઇએ. છતાં ત્યાં ય એક ઉન્નત ક્ષેત્ર આવે છે, કે જ્યાં બધાં કર્તવ્યો એકતાન જ રહે. માનસિક ઉત્પાતો વટાવ્યા બાદ પ્રશાંત આત્મા આ દશાને પુગે ખરો!

× × × ×

"સમજણ" કે "શ્રદ્ધા"? વિશ્વ તો લગભગ અનાદિ જ છે તેના વહનમાં દરેક કાળે જુદા જુદા રિવાજો સ્થપાતા આવ્યા છે, અને લય

થતા આવ્યા છે જ્યાં સુધી તેમની અસર પહોંચે ત્યાં સુધી તે લોકોનાં વલણોને પાસ લગાડે; અને સામાન્ય જન સમાજ "ગતાનુગતિક" થયા જ કરે. પણ "સમજણ" ના વિકાસ સાથે મનુષ્યમાં સારાસારની તુલના શક્તિ વધતી જાય છે, અને ઘણી ય વાર તેને અજ્ઞાની વાતાવરણ ખટકે છે. તે જુવે છે કે ઘણું ખરૂં "અંધ શ્રદ્ધા" મય છે; અને તેનું મગજ તેને એકદમ અજ્ઞાન સામે ઉશ્કેરે છે. પણ આમ કંઇ "સુધારો" ન થાય. ઉલટું શ્રદ્ધાચ્યુત મનુષ્યો ભયંકર થઇ પડે. તેમનો અંકુશ તો જાય પણ કંઇ બધાં પરિપક્વ થોડાં જ હોય કે "વધારે સારો" માર્ગ શોધી લે? જ્યાં સુધી "શ્રદ્ધા" નું વાતાવરણ છે ત્યાં સુધી જ સમજીને કે વગર સમજ્યે પણ મનુષ્યો વ્યવહાર ચલાવી શકે છે. કારણ, તેઓ અચિં-ત્ય રીતે ધારે છે કે "આમ કરવું જોઇએ તેથી કરવું". આમાં કંઇ ખોટું નથી: આ અવસ્થા પણ કંઇ નિંદ્ય નથી. ઉલટું સમાજ સરળતાથી નિભે છે–આટલું તો ફક્ત "અંધ શ્રદ્ધા" પણ કરી શકે છે.

પણ "અંધ શ્રદ્ધા" વટાવવી એ ઉન્નત પથ છે ફક્ત અધવચ લટકવું આકરૂં છે. દરેક "શ્રદ્ધા" માં સમાયેલ પુરાતન "સત્યો" અને સનાતન "સત્યો" શોધવાં, કેવળ અજ્ઞાનને દૂર કરી વિશુદ્ધ બુદ્ધિથી સત્યાનુભવો ઉપરથી આત્માને કેળવવો–આ બધાંમાં કંઇ "નાસ્તિક" નથી થઇ જવાતું. "નાસ્તિક" એ શબ્દનો પ્રચાર બહુ વિચિત્ર છે: પ્રભુનું અસ્તિત્વ ન સ્વીકારે તે મનુષ્ય જ નહિ. તેના વગર તો મહાન અને ગંભીર વિશ્વ આગળ ક્ષુદ્ર મનુષ્ય ગાંડો જ થઇ જાય. પણ તેથી કંઇ દરેક પ્રણાલિકાનું અંતર વાંચવામાં બાધ નથી. મનુષ્ય સ્વભાવમાં અપૂર્ણતા તો છે જ–પણ તે અપૂર્ણતાજન્ય દોષો મ્હોટા રૂપમાં પ્રચાર

પામે ત્યારે સમાજને ભય ખરો. પોતાના જ વિકાસ અર્થે તો "અંધશ્રદ્ધા" જરૂર દૂર કરવી: સમાજ સુધારા વાસ્તે તો પ્રથમ પ્રવૃત રૂઢી કરતાં વધારે સારી અને વધારે શુદ્ધ રીતિઓ પહેલાંથી બાંધી લોકોનાં મનમાં ઉતારી, નવું સુદૃઢ કરીને પછી જ, જુનું લોપવું. આમ કરતાં મહાન ઉત્પાતો કે સહસા પરિવર્તનો ન થઇ જાય તેથી બહુ જ ચેતવાનું છે.

પણ અન્તે વળી "સમજણ" થોડું જ આખું વિશ્વ ઉકેલી શકે છે? જ્યાં સમજણ પહોંચે ત્યાં પહોંચવા દેવી, પણ જ્યાં "અગાધ અને અનન્ત પ્રશ્નો ઉદ્ભવે ત્યાં તો "શ્રદ્ધા" વગર છુટકો જ નથી. આવી શ્રદ્ધામાં વિશ્રાંત મગજ, અને ભટકતો આત્મા, શીળી છાંયાની મિઠાશ અનુભવે છે. અહીં અજ્ઞાનમાં અપૂર્વ શાંતિ છે. પ્રથમની ગડમથલ પછીથી આમાં વધારે શાંતિ મળે છે. આવી "શ્રદ્ધા" કંઇ જનસમાજમાં નથી. તે તો ફક્ત સંસ્કારી આત્માઓ જ અનુભવે છે. આ "શ્રદ્ધા" અકથ્ય રીતિએ મનુષ્યને ઉન્નત બનાવે છે. પોતાનું જ્ઞાનક્ષેત્ર બને તેટલું વિસ્તારવું વિશ્વનો ઉકેલ બને તેટલો કરવો; અને જ્યાં બુદ્ધિ અટકે ત્યાં આત્માની "શ્રદ્ધા" શીખવશે કે અગાધ સૃષ્ટિમાં "દિવ્ય દર્શનો" વાસ્તે "શ્રદ્ધા" સિવાય બીજો માર્ગ નથી આત્માની શાંતિ મેળવવા "શ્રદ્ધા" સિવાય આખર બીજું સાધન નથી.

× × × ×

# અંગ્રેજી વિભાગ.

" We learn in suffering what we teach in song "
[ Shelley ]

**TO——** (1)

Why seek to hide what's seen in the eye,
Why tax thyself so dear?
Why words upon thy lips should die,
While I but yearn to hear?

Unspoken things are yet conveyed—
Why hide the face that flushes?
On burning cheeks Love's lips are laid
When Beauty warmly blushes.

Thou canst not curb the trembling form,
Nor heart that's heaving high:
Why flutter and fail in a futile storm—
Why not on raptures die?

Is't whispering wind that startles thee,
Or sets thee thrill a-pace?
Come, smother down quick breaths of glee,
Locked in Love's embrace.

Come, let me smoothe the folds aright,
And play with wanton hair;

Come, pour me the wine that's quivering bright,
Through eyes that ever ensnare.

Nay, fight not 'gainst thy dearest wish,
I read thy 'yea' in 'nay';
Come, silence me by a sacred kiss—
Ah! dearer for delay!

(2)

## "THE HAUNTED"

WITHIN my clouded solitude
A sunny smile lit up the skies;
A mutely glorious phantom stood
To lure me with those dancing eyes.

A dove forgetful of its fate
Hath felt the gliding being's glare—
Some stand aloof and cry "Too late",
Some say, "Oh! sacrifice so rare!"

A dancing deer—thou hast no choice—
The chords are touched, oh! what a thrill
The siren music of a voice,
It fills the void and knows no fill.

That flash when spirits clash and cling,
That music sounding depths profound;
And lo! the souls uprising fling
Th' encumb'ring earth from all around.

Thus in my being's solitude
A mighty music rings and rings;
Hush ! the Angel comes to brood;
I hear the flapping of Her wings.

(3)

### A midnight Metaphor

Is it the moon that glides overhead—
Or whetting wheel of flowery-arrowed God:
The swan in the sands of celestial waters:
The lotus that Deity of the Day departing
Dropt from Her ear in the flitting strides ?

(4) I

**Lover:—**

My heart leaps up when I behold
Thee, dearie, coming by:
So was it when our love began;
So is it, since thou art being won.
So be it when I shall grow old
For Love is the fountain of Life:
Or let me die ?
And I could wish my days to be
Bound each to each in loving thee:

II

**The deserted Wife:—**

My heart sinks low when I behold
The traitor passing by:
So was it when our love began
So is it now, I being won.
So be it; soon I shall grow cold.
Ah! let me die.
This child has a father in that man;
And I fore-see my day to be
Heaped each on each by cruel Destiny.

III.

**Rescuing Sage:—**

My heart leaps up when I behold
A distress'd being by:
So was it when my life began:
So is it now I am a man;
So be it when I shall grow old,
Or let me die?
God is the father, not man—
And I shall make thy days to be
Bound each to each by human piety.

# HISTORY OF A HEART

"'Tis better to have loved and lost,
Than never to have loved at all."

HE was but a little boy. Love to him was a nestling at the bosom, a pulling at the skirts of perhaps the only Being who would bear the kicks with a quiet kiss, a radiant smile, and a subdued tear. He wanted someone to wipe the dust off his face and figure, to listen to his cries and complaints, to interpret his prattles to the ignorant world, and to round him off to sleep into a dreamland of fairies whth a haunting strain of music that stops not with the cradle and sleeps not with the senses. He got such a One, and was proud of his possession in face of the whole public. You could read that in those strutting steps and toss of head, when he had his Love by his side. For years he grew under the cool canopy of covering wings, and noted them not. For years he rolled on a bed of roses, and knew not that the thorns were cleared off only to prick a softer side instead. And lo! of a day, the Guardian Angel was gone. The shadowing wings were folded in eternal rest. He stared around and tried to realise his loss. He racked his brains to solve the insoluble. He strove to subdue the upheaval in his

breast, and tried to fathom the void in his heart. But alas! he was only a little boy: he reeled, stunned and stupefied, and all was dark........... Years after, he stands at the brink of that second childhood, and looks before and behind. With his hand on his brow, he stretches his gaze into a hazy Past, and his eyes grow dim. Through a dry desert his melting vision rests on a green oasis that once was his, and his cheeks are bedewed with tears of gratitude. He turns, and through tears there rises before him that same figure of Love that always led him on—rising now with a star on its brow, beaconing him on to Love and Light. He stretches out his Soul into the Infinite, and his lips close in an eternal kiss over the sacred whisper "*Mother*!"

* * * * *

But I told you he *grew*, though I did not tell you that there grew upon that tender stem another plant as lovely as the first one if not as majestic and serene. A heart that hath learnt to love cannot keep vacant. A dancing Image once flitted into him through the 'windows of the soul,' and he tried to catch it and keep it. When *once* it came and illumined the innermost recesses of his soul, he could not let it go. With it came the

glory, without it the gloom. It was the image of a Loved One. The worshipper surrendered his existence at the feet of his goddess, and she accepted the offering with a smile. He lived in her breath that fanned his cheeks; he lived in her words that quickened his heart; he lived, in fact, *for* her, *in* her, in the moments passed with her. He wanted someone to wind round his heart, to set its chords thrilling in unison and music, to fill it, expand it, and awaken it to melodies yet unheard. And the Aeolian harp got the softest touch that it wanted. They sat and looked into each other, and dreamt this earth away. But alas! they were young—young to the ways of the world, young to the malice of man, young to the darkness of death. The halves were torn asunder by the Cruel Hand that is omnipresent in some form or another. And now?—Oceans divide them. Standing on the desolate shores the One stares and stares at the gaping Gulf between, and falls in a trance. There swims before the vision the whole panorama of the Past, with that jewelly parenthesis of human life, so short and so sweet. The one sees it, feels it, lives it through again in that crowded moment of glorious life; and ultimately takes the final plunge with an ecstatic cry, "I come, *Dearest.*"

*   *   *   *   *

I merely carry out the dictates in muttering over the tomb the words:—

> "'Tis better to have loved and lost,
> Than never to have loved at all."

This is but a mere chapter in the History of the Human Heart.

And what is the whole?—A record of unfulfilled dreams, unrealised ideals, baffled hopes and insatiable yearnings: in fact all that is loved and lost by Man. Yet this History goes on repeating itself, leaving nobody wiser by experience or learned by the lessons of the Past. From the very childhood, man stretches out its pigmy arms to clasp that Queen of Heavens—the moon; and Intellect vainly strives to stifle that craving by dull mechanics of a mirror. In youth the instinct develops into a dreamland of its own—a world tinctured and softened by 'a light that never was on land or sea', the light of Imagination; and soon, alas! too soon, the radiance fades away, making a mirage of what once seemed a mystery. In hoary old age, man tries to scan the mists ahead, and fondly fumbles after philosophy of the Hereafter. He loves his own readings, his own interpretations; and the Almighty Author alone knows whether it is labour lost or sense restored, for the Text is His.

Can we then account for this 'clinging to chimeras', as some would call it? We can, if we admit that there is something Infinite in us that wants to seek its own level, bursting the bounds of finite existence. It is the eagle rushing for a mighty swoop, and merely dashing its head against the iron bars of the cage that keeps it cribbed, cabined and confined. And it is these intimations of a higher sphere that goes to proclaim the superiority of Man over other animals, and proves him fashioned after the Image of his Maker. Man has loved and lost: but even that majestic pain is his proud privilege which he would not part with for all the bliss of blindness, of "never to have loved at all." Where reason fails, he discovers by the light of Love that he is "a creature moving about in worlds not realised." He catches glimpses of glory that once was and shall be again, and rests contented for the time * *. Since the days of Adam and Eve, History is a record of failures in more senses then one.

———:o:———

# THE RATIONALE OF MARRIAGE.

" Some persons are disappointed in marriage, because they expect too much from it; but many more, because they do not bring into the copartnership their fair share of cheerfulness, kindliness, forbearance, and commonsense. Their imagination has perhaps pictured a condition never experienced on this side of heaven; and when real life comes, with its troubles and cares, there is a sudden waking-up as from a dream. Or, they look for something approaching perfection in their chosen companion and discover by experience that the fairest of characters have their weaknesses. Yet it is, after all the very imperfection of human nature, rather than its perfection, that makes the stronger claim on the forbearance and sympathy of others, and, in affectionate and sensible natures, tends to produce the closest unions.—SMILES.

What is it in us that demands marriage? Is it the mere body that compels the spirit to reconcile itself to that which it can but seldom avoid, or is it the yearning of the soul for a partner in our sojourn here below? If marriage be a necessity of the 'whole soul' why, man

cannot help conforming to it. But, no; the individual is alone ultimately; the flight of the soul in its freer moments cannot be encumbered by a partner; its searches into Truth are direct and original. Though the goal in each case is the ultimate harmony and reconciliation with the universe,- the paths cannot but differ. Each has his own interpretation of this staring the reality of the world and of the Infinite behind it; and yet, none is fully in the right, nor is any one wholly in the wrong. All the ideals are but aspects of Truth which ever eludes its grasp. Is not this independent insight into the universe the essential duty of all individuals ? And if it is so, is marriage a step to it, or a stage in this evolution ? The saints of the past have shunned society. Perhaps, the primitive times favoured them, and they *could* shun it. But why *would* they shun it ? Because human nature in its entire nakedness is the same everywhere, developing only in the polish of refinement or hypocrisy. They saw that women were but "Nature's agreeable blunders;" they wanted to sacrifice the flesh on the altar of the spirit, and their self-imposed duty left no scope for this compromise of a marriage.

Thus, marriage was a fall from the ideal

path of the bare individual. But the path itself was by no means strewn with roses. We must not forget that the body is no mean factor to reckon with. "Man as he is" is as stern a fact as "man as he ought to be." Very few in all ages have been able to deaden the flesh for the elevation of the spirit—it is not given to many. The very creation of Eve was the removal of Adam from the Almighty. How many can transcend her-the origin of the evil potential-and subdue the inward "temptings to rebel"? Humanity as a whole can but regulate its desires; and this regulation and organisation is what we have named society. Marriage has an important place there. If it is for the preservation of society, it is no less for the elevation of its members by creating a sweet atmosphere to sympathise with the solitudes of human souls. It is the rainbow resting on the black tempest of the struggle between the actual and the ideal. God has placed women, too, on his earth, and His means and ends are just. If we can but properly handle matter it must tend to the benefit of the spirit–nay, it exists for and by the spirit behind it. No doubt, the very association of the soul with the finite universe is in itself a tragedy; and marriage-society–is the complication in this tragic evolution.

But on this earth the individual is not divorced from society, and he must give everything its due, remaining all the while secure from the danger of being reproached by that "still small voice" within. This gratification of desires is inherent in mankind, and can be traced from the most primitive ages down to the most advanced epoch in the world's history. The only difference is the difference in modes and the difference in interpretations, which is more or less inevitable. Times and circumstances always work upon the nation's mind and movements, and the "old order changeth, yielding place to new". The society is always in the making; its convictions and conventions grow, and are not given ready-made. Different nations in different times established different rules and regulations for marriage, and followed them faithfully. There-in lay the tendencies and inclinations of men's minds at a particular period clearly reflected as in a sheet of still water.

It is not intended to give here the detailed forms of marriage-laws of all times and of all countries. What can be done here is but to indicate the first principles behind all these move ments. Nor can we criticise the love-marriages of the Westerners, the forced marriages of the

savages, or the traditional marriages of the Aryans, unless we breathe the atmosphere they breathe or breathed. If marriages in Europe have always differed from those on our side of the globe, it is because "East is East, and West is West". Society and its conventions are always "racy of the soil." In appreciating from a distance the purple hues of a mountain in the horizon we might conceivably neglect the deep chasms and hard rocks which exist side by side with sweet rivulets and tender foliage, Or, we might at the same time make too much of a thing because it is ours, and look askance at what is not ours simply because it differs from what we are familiar with. A social reformer tries to find the golden mean between these two extremes; but in adopting social customs from here and there it must not be forgotten that the cap might not fit everywhere. Of course, there are flaws discernible in all the prevalent methods: but we have to exclaim with Carlyle, "Alas! it is a difficult thing to find good methods!" for Humanity is imperfect, and it cannot remove the tinge of imperfection in all its workings. There has always to be left something to be desired.

Leaving aside the problem of the place of

marriage in society, we might trace its influence on the individual members of that body. Marriage has its rise in the *physical* in man. Under whatever name he may clothe this fact, or to whatever pitch of perfection he may raise the union, the first moving impulse is from the body and mind. Justly regulated, all healthy enjoyments of the body are by no means evil. They indicate natural cravings of the person and tangibly represent the inner workings of his mind and heart. Even in the very realisation of the dictum, "the flesh is rebellious" lies the scope for the exercise of noble virtues like self-denial and self-sacrifice. Man brings with him aptitudes and defects; "Will" is the only part that he can command. It is the agent through which the soul can govern the impulses of the body. Thus it is that marriage serves as a restraint rather than as an indulgence. In the process of evolution it rises above the sphere of impulses, and the body ceases to be the final goal. It steps into the province of emotions. And it must be remembered that the emotions, excepting those which are the mere chafings of the flesh under the iron rod of the spirit, are not essentially ignoble. They are the first stirrings of an awakening spirit aroused from its "dogmatic slumber" by the conflict of duties. Their province is the heart

and their sway is far from contemptible. They render the periods of youth and marriage "trembling with destinies." It is an exalted and elevated stage in married life; but there is felt rather too much of excitement throughout the period. Emotions cannot avoid extremes. The time when the couple would be compared by Wordsworth to

"Two glow-worms in such nearness that they shared,
As seemed, their soft self-satisfying light,
Each with the other, on the dewy ground,
Where He that made them blesses their repose,"
is yet to come.

Every philosophy has its poetry, and the ultimate harmony of the souls in the union of the senses might properly be termed the poetry of existence. The masculine element is rough in its solidity, and a wife would exercise the most beneficial influence. The scorching heat of the impulsive masculine force is tempered by the soft twilight of the feminine; the noble yet rough edifice of our life is polished and decorated by the smoother touches of the gentler sex, and we feel the truth of the remark that "women are the poetry of the world," but for whom man would have been a rainless cloud, a fruitless tree.

Verily, it can be said of woman that "nature made thee to temper man." Against those who would be disgusted with the natural deficiencies in the other sex, it might be urged that women with hearts can be turned into women with views; and that the making and moulding of a soul placed solemnly under one's charge is far from being a disgusting task. Nay, it is rather a romantically engaging duty. Against those who trot out pecuniary problems and call domestic ties as chaining them down to a narrow circle, we might say that men are the supplying, while women the managing, agencies in life. As they claim the stewardship of the household, they can as well lay claim to the happy privilege of being the queens in their husbands' hearts, and are well termed "queens and hand-maids lowly!" They are the warning, the comforting, the commanding deities, and in loving them—in the love of home—the love of country hath its rise. Even the petty domestic inconveniences caused by marriage are more than compensated by that conjugal happiness which we might well call with Cowper

"the only bliss
Of Paradise that has survived the Fall."

To sum up. God created men and women,

not with a view that they should cut separate channels for themselves and run through them, not that they should occasionally act as partners and co-operators, but with a definite purpose that they should so thoroughly identify their interests and ideals that the short-comings in the one might be made good by adequate supplies from the other, and they might act as the two wings to uplift the angelic soul of the created being. Thus, marriage is an absolute necessity in the finite, and a divine injunction in the infinite universe, since the inborn qualities of men and women are so interdependent that they are destined to

"rise or sink
Together, dwarfed or godlike, bound or free."

———:o:———

## REQUIESCAT

——:o:——

Beauty is Beauty, be it black or blue—
For a lover looks deeper, if love be but true;
Life has its lyrics for dead and alive—
The Divine Right of Sorrow, ah! who can deprive?

THOU wert beautiful and black. It was I who marked thee out for me from the common crowd; for to the truly aesthetic eye beauty is a matter more of symmetry and proportion than of ephemeral complexion which is bound to fade under varying climes and times. Thy symmetry was unchallenged: thy voluptuous contour irresistible. The delicate curve of thy ebony neck with that brilliant clasp around it—no hands but mine were destined to entwine. And it was that little tremulous flutter that passed through thy frock and frame as I extended my hand, that more than anything else tcok me in completely. At whatever cost, thou wast mine next moment. I came, I saw, I conquered.

I chose, as young men do, by the exterior. But love's insight is deeper than that of business or philosophy, and I had never to repent till now.

Even in this twentieth century thou hast proved a veritable Sati in devotion; and let others stare in envy, but we were never seen separated. All day long thou wouldst hang on my arm or wind round my neck, indifferent to all world besides, in that cupidite blindness which is the eternal heritage of youth. And no wonder, night found us under the same roof too for ever. Ah! it reminds me of that burning day when some ill-starred intruder came of a morning and snatched thee away unawares from thy corner of domestic peace and pleasures. Ah! how it pained me to go to my dull routine that noon all alone, with face flushed, and floods of nervous perspiration flowing down profusely! But frailty was not thy name. Thou wast made of a sterner stuff: and the ravisher could never open thy petals with a rustic touch. Thou hadst thy thorns and pricks ready for the rude and the unacquainted; and when, in spite of the bruises and scratches he tried to force thee by the river-side, thou flew up with the wind in a rage, and showed what an iron frame was within thee. No patting could then bring thee round again. And the crest-fallen wretch had to return thee home to thy quiet corner, in blank noon-day despair. Returning supportless in the evening, oh joy! once more I came, I saw

clasped thee. I alone knew in what direction to lead thee, in what way to press thee, and at the familiar touch thou enfolded thy ruffled up fury, unfolded thy beautiful charm, and settled down once more to the same delicate little partner of my arm. Oh, thou sweeter for suspense!

And thy usefulness! Do not dream, oh, dear! that in feeding on thy charms I was blind to thy utility. Like a true Arya, thou wast my only support in all the walks of life—thou my only shelter in life's sun and rain. Everyday I found thee of some use or other, and no mere hanger-on. In warding off gazes and glances or in covering mine own, in hiding faces and avoiding salutes, in adding to dignity, delicacy or decency—in fact, under all pressing or perplexing trials—I realised in thee

> "A perfect figure nobly planned,
> To warn, to comfort, and command."

With my head at thy bosom I used to take shelter under the canopy of thy love; but if another head were brought to share it, thou wouldst shelter none or expose both. To thee it was either one or none. Thou believed in the depth and not

